

રા. રા. હરિલાલ દામોદરદાસ.

૩૪૮૨

# કન્યા વિક્રય ખંડન નાટક.

—:૦:—

(ત્રણ અંકી)

રચીને પ્રસિદ્ધ કરનાર

કેશવલાલ હરિવિઠ્ઠલદાસ.

(આવૃત્તિ પહેલી.)

—:૦:—

મુંબઇ

સત્યવક્તા પ્રીંટીંગ પ્રેસ.

સંવત્ ૧૯૪૪—સને ૧૮૮૮

મૂલ્ય આઠ આના.

# અર્પણ પત્રિકા.

સદા મેહેરબાન રાજેશ્રી

હરિલાલ દામોદરદાસ.

આસિસ્ટંટ સરન્યાયાધીશ

સંસ્થાન ભાવનગર.

સાહેબ,

દેશીઓના અને તેમાં પણ વિશેષ કરીને સ્ત્રી વર્ગના સુખ માટે આપ જે કાળજી રાખો છો અને તેને માટે બની શકે તેટલું કરો છો તથા મારા ઉપર બહુજ પ્રીતિ રાખો છો તેની નિશાનીમાં આ 'કન્યા વિક્રય ખંડન' નામનું લઘુ નાટક આપને અર્પણ કરૂં છું અને આપની છબી આ નાની ચોપડી સાથે જોડી રાખું છું.

કે૦ હ૦

# પ્રસ્તાવના.

—:o:—

હિંદુ મંડળમાં કેટલેક સ્થળે પૈસા લઇ પુત્રીને પરણાવવાનો જે દુષ્ટ રીવાજ પડી ગયો છે, તેનો દિનપ્રતિદિન વિશેષ પ્રસાર થવા લાગ્યા છતાં કંઇ પણ અટકાવ થવાનો પ્રયત્ન થતો નથી, તેથી નિર્દોષ બીચારી બાળકીઓને યોગ્ય પતિ નહિ મળવાથી કેટલું બધું સહન કરવું પડતું હશે તે સહેલથી વિચારી શકાશે. આ દુષ્ટ રીવાજનો ખરો ચિતાર દર્શાવવાના આશયથી આ કન્યા વિક્રય ખંડન નામનું નાટક લખવામાં આવ્યું છે. તેમાં ચંદાગૌરીને તેના માબાપોએ પૈસાની લાલચે વૃદ્ધ પુરૂષ સાથે પરણાવ્યાથી, તે બીચારીની કેવી દુર્દશા થઇ છે તે સ્પષ્ટ જણાઇ આવે છે. પુત્રીના વેચાણ કરનારા આવા માબાપોને આ પુસ્તક ઘટતી ચાનક આપનાર છે. જ્યાં સુધી કન્યા વિક્રયના દુષ્ટ રીવાજનો અટકાવ કરવા માટે પ્રત્યેક જ્ઞાતિ એકઠી મળીને યોગ્ય ઉપાય લે નહિ ત્યાં સુધી એ દુષ્ટ રીવાજ નિર્મૂળ થવાનો નથી. માટે કન્યા વિક્રયના દુ:ખની દાઝ જાણનાર દરેક નરે આ દુષ્ટ રીવાજ દુર કરવાના ઉપાય લેવાનો પ્રયત્ન કરવો.

કવિતાનું મને બરોબર જ્ઞાન નહિ હોવાથી આ પુસ્તક મધ્યે આવેલી કવિતાની ખોટ એક કવિ પાસે પુરી પડાવવામાં આવી છે. આ પુસ્તકને છેડે અગાઉથી થનારા ગ્રાહકોનાં નામનું લીસ્ટ આપવાનું હતું, પરંતુ તેમ બની શક્યું નથી તેથી દીલગીર છું.

કે૦ હ૦

## મૂખ્ય પાત્રો.

જુગલદાસ—કનકાપુરીનો એક વાણીઓ.

અમૃતલાલ—ચંપાનગરીની લાડ વાણિયા જ્ઞાતિનો શેઠ.

સવિતાગૌરી—જુગલદાસની સ્ત્રી.

ચંદાગૌરી—જુગલદાસની પુત્રી.

વિદ્યાલક્ષ્મી }
હીરાલક્ષ્મી } ચંદાગૌરીની સખીઓ

સદ્‌ગુણભાઇ—હીરાલક્ષ્મીનો પતિ.

લાલભટ—ચંપાનગરીનો એક બ્રાહ્મ

રામભટ—વીસીનો રસોઇઓ.

સંતોકરામ—કનકાપુરીનો એક બ્રાહ્મણ.

સૂત્રધાર, વિદૂષક, મુસાફર, હજામ, પોસ્ટનો સિ

ઇત્યાદિ.

---

# કન્યા વિક્રય ખંડન નાટક.

——:o:——

## અંક પેહેલો.

———

### પ્રવેશ ૧ લો.

( સ્થળ—નાટકગૃહ. )

(સર્વે સાથે ગાય છે.)

મંગળાચરણ.

નમીએ નાથ કૃપાળ, ઉલટથી નમીએ નાથ કૃપાળ
વિધવિધ વિશ્વો અગમ શક્તિનો દેખાડેછે ભાસ—હાંરે હાંરે.
તેપરથી કયમપાર પડાશે, પૂરી થાશે આશ—ઉલટથી નમીએ.
અલ્પ મતિજન ધર્મ તજી નિજ, ધારે બહુજ કુચાલ—હાંરે. ધારે.
નવ સમજે આજ્ઞા સૃષ્ટિની, વ્યર્થ ગુમાવે કાળ—ઉલટથી નમીએ.
કન્યા વિક્રય વિવિધ કજોડાં, દામલાલચે થાય—હાંરે હાંરે. દામ
તે સૌ કુમતિ નાશ કરો કે, સત્ય ખરૂં દેખાય—ઉલટથી નમીએ.

[ મંગળાચરણ સમાપ્ત થયા પછી સૂત્રધાર પ્રવેશ કરે છે.]

સૂત્રધાર—સજ્જન ભાઇઓ, આ આર્યાવૃત્તમાં વસનાર હિંદુ લોકોની સાંસારિક રીતિઓ કેટલીક તો એવી ખરાબ છે કે તેથી તેમની હાલત દિનપ્રતિદિન નબળી થતી જાય છે. સંસાર સુખમાં બાળલગ્નની ધિક્કારવા લાયક બેડી એવી તો સજ્જડ બેસી ગઇ

છે કે તેના ભોગને તાબે થવાને કોમળ બાળકીઓનો ઘાણ નીકળવામાં કંઇ હદ રહેતી નથી. તેમજ કન્યા વિક્રયનો હાનિકારક ચાલ એવો તો પ્રસરી ગયો છે કે તેથી થતા દુષ્ટ પરિણામની હદ કોઇ રીતે બાંધી શકાતી નથી. તેનો ચિતાર આપવાની ધારણાથી એક નવીન નાટક ભજવી બતાવવાનું છે તે સર્વે બિરાજેલા સુજ્ઞ ગૃહસ્થો સંપૂર્ણ લક્ષપૂર્વક શ્રવણ કરવા કૃપા કરશો.

[એટલામાં રંગ બેરંગી વેશે વિદૂષક પ્રવેશ કરે છે.]

**વિદૂષક**—અહો (!) આજનો દેખાવ કંઇ ઓરજ માલમ પડે છે. કોણ જાણે આજ તો શું એ ઊંધુંચતું થઇ જવાનું છે.

**સૂત્રધાર**—(અજાયબ થઇ) અરે !!! તું કંઇ દુનિયાનો માણસ છે. શું તું આકાશથી ઉતરી આવ્યો છે કે?

**વિદૂષક**—(હસતાં હસતાં) હું તો માણસ છું. આકાશનો દેવ નથી. હું તમને પુછું છું કે તમે કોણ છો?

**સૂત્રધાર**—એક ચિત્તથી સાંભળ. મારૂં નામ સૂત્રધાર નાટક કર્તા છે. આ મનોરંજક નાટકશાળામાં મારે એક નાટક ભજવી બતાવવાનું છે. તેમાં ગમતનો જુસ્સો પૂરો પાડવાને માટે તારા જેવાની અગત્ય છે. બાઇ સારૂં થયું કે આ પ્રસંગે તારો ભેટો થયો.

**વિદૂષક**—(સામું જોઇ ખડખડ હસે છે) અરે !! નાટક ભજવી બતાવવામાં ગમત શાની હોય વારૂ ?. તમારી અક્કલ ગામ ગઇ છે કે શું ?

**સૂત્રધાર**—ભલા માણસ તું શું સમજે છે? નાટક ભજવી બતાવવામાં ગમત કરાવનારો તો પહેલોજ જોઇએ,

તારી અક્કલ ગામ જવા દે અને જલદી કબુલાત આપ કે મને તું મદદગાર થઇશ?

**વિદુષક**—વાહ! આ તાલમેલ તો ખરેખરી!!! કામ કરાવવું અને વળી શિરજોર રાખવાનો ડોળ ઘાલવો કે કબુલાત આપ!! જાઓ હું તમારો નોકર ચાકર નથી. શાની ધડપછાડ કરોછો.

**સુત્રધાર**—ભલા માણસ, તું કેમ મરચાંનો ભાઈ બની જાય છે. બરફનો ભાઇ બની જા. જેથી તારૂં ઉડતું મન સ્થિર થઇ જાય અને મને મદદ કરવાને તું શક્તિવાન થાય.

**વિદૂષક**—ટકટક કરવી છોડી દે. કંઇ શરમ સરખીએ નથી આવતી કે તું અજાણ્યા માણસને રોકાવાનું કહે છે? પણ જો તારી મરજી મારી મહેનતનો બદલો આપવાની હશે તો બંદા કમ્મર બાંધીને તૈયાર છે.

**સુત્રધાર**—તારા જેવા એકાદ રમુજી માણસની મને અગત્ય છે અને તું મારી તરફથી કંઇ આશા રાખે છે તો હું તને રાજી કરીશ.

**વિદૂષક**—તારા કહેવા ઉપર વિશ્વાસ રાખી તારી માગણી હું કબુલ રાખું છું.

**સુત્રધાર**—(પડદા સામું જોઇને) મારી વહાલી પ્રિયા, વિવિધ જાતના શૃંગાર સજી તૈયાર થયા હો તો આ સઘળા બિરાજેલા સજ્જનોના મનને ગાનની ગમ્મતથી આનંદ ઉપજાવવા સારૂં એક સરસ ગીતની શરૂઆત કરો.

**નટી**—(હાજર થઈને) અહો! આર્યપુત્ર આપના હુકમને તાબે થવું તે મારો દાસીનો ધર્મ છે.

(ગાય છે.)

૫૬.

પ્રભુ પાર પાડો આ આશ અમારી
ગુણ ગણતાં મતિ જાય હારી—ટેક.

માત પિતા નિજ ધર્મ તજીને, સમજણ મૂકે વિસારી
પુત્રીને શાંતિ કે દુઃખ થશે એ, ચિત્તમાં ન જુએ ચિતારી.

કન્યાના આઠ તો એંશી પતિના, વર્ષ જુએ ના વિચારી
ધનના એ લોભી વેરી વડિલોથી, વેચાય બાળા બિચારી—પ્રભુ.

પરિણામ તેમાંથી નિપજે છે કેવાં તે, દેખાડવા ચિત્ત ધારી
મુક્યો આ ચંદા–ગૌરી તણો ખેલ, ધ્યાન ધરો નરનારી—પ્રભુ.

**વિદૂષક**—(અજાયબ ચહેરે) આહા હા!!! આતે કોઇ દેવી છે કે શું! તેની ગાવાની છટા, હાવભાવની બલિહારી અને શણગારનો ઝળકાટ એ સઘળું જોઇને હું તો છકજ થઇ ગયો છું.

**નટી**—તું શું બોલે છે કે બકે છે વારૂ? કેમ કંઇ ઘેલો તો નથી બન્યો?

**વિદૂષક**—હું તો કંઇ ઘેલો બની ગયો નથી, પણ જુની આંખે નવા તમાસા જોઇને પાણીના માટલા જેવો થઇ ગયો છું. મારા જેવો દુનિયામાં કોઇ ડાહ્યો નથી પણ તમે મને ઘેલો કહો તો ભલે, તેથી હું કંઇ ઘેલો બની શકું?

[એટલામાં એક લઠ્ઠ જેવો માણસ આવી બધાંને ખસેડવા માંડેછે તે જોઇને સઘળા ભયભીત થઇને ચાલ્યા જાયછે.]

(પડદો પડે છે.)

——:o:——

## પ્રવેશ બીજો

### (સ્થળ—ચંપાગનરીના વિશ્રામતળાવનો ઘાટ.)

(સહવારનો દેખાવ.)

[એક મુસાફર પ્રવેશ કરે છે]

**મુસાફર**—અહો! ઘેરાયલા વાદળનો રંગ વિચિત્ર દેખાવમાં ધુમી રહ્યો છે; વરસતા ધૂમસથી ઝાડો ઉપર મોતીના દાણા માફક ઝાકળ ઝુમી રહ્યું છે; તળાવમાંના પાણીનો દેખાવ ગંભીરપણામાં શાંત થઇ રહ્યો છે; પવનના નીકળતા બારીક ફુંફવાટાથી ગુલાબી ઠંડી લ્હેકી રહી છે; અંધકારનો દેખાવ દૂર થઇ અજવાળાનો પ્રકાશ વધતો જાય છે; પક્ષિંઓ પોતાના માળામાં બચ્ચાંઓની સંભાળ લઇને તેની સુખશાંતિ માટે ઇશ્વરના ઉપકારનું કોમળ સ્વરથી સ્તુતિરૂપી ગાયન ઉચ્ચારી રહ્યાં છે; સૂર્ય પોતાના સોનેરી કિરણોથી પૃથ્વીના પૂર્વ છેડાને દેદીપ્યમાન કરતો પાણીમાં પ્રતિબિંબ રૂપે જોનારને તેના વિચિત્રપણાથી આનંદ ઉપજાવે છે; અને પાણી ભરવા આવનાર સુંદરીઓએ વિવિધ રંગના વસ્ત્રોથી તળાવનો ઘાટ દીપાવી મુકયો છે. આવા વિચિત્ર પણ રમણીય દેખાવમાં તળાવના એક ઘાટપર પુરૂષોની આવજાવ ચાલી રહી છે; બેઠેલા પુરૂષોમાં કોઇ ઘરખટલાની વાતો ચલાવે છે; કોઇ વેપારની વાતો કરી રહ્યા છે; કોઇ ન્યાતના ચાલતા કઢંગા રીવાજોને ધિક્કારેછે અને કોઇ બાળલગ્નની વાતો ચલાવે છે. ચાલતા વાદવિવાદની વચ્ચે હિંદુઓમાં થતાં

વેશવાળની વાતો પણ તે પ્રસંગે નીકળેલી ચાલુ છે, જે માં એક બીજાની તકરારનો જુસ્સો ફેલાઇ રહ્યો છે.

[થતા વાદવિવાદની વચ્ચે મુસાફર ઉભો ઉભો જોયા કરે છે–એટલામાં લાલભટ નામનો એક બ્રાહ્મણ સઘળાઓની વચ્ચે બોલવા લાગ્યો.]

**લાલભટ**—ભાઇઓ તમે વેશવાળની વાતો કરો છો તેમાં તો કંઇ દમ નથી. પણ જુઓ, બીજી ન્યાતો કરતાં લાડ વાણીઆની ન્યાતમાં કુમળી બાળકીઓને વેચીને તેના માબાપો મોટી રકમો ઓકાવે છે. જુઓને લાડ વાણીઆ ન્યાતના પેલા અમૃતલાલ જે એ ન્યાતમાં એક આગેવાન શેઠ ગણાય છે, તે પોતે ઘણા વૃદ્ધ છતાં લગ્ન કરવાને તૈયાર થયા છે.

(સઘળાઓ અજાયબ થાય છે.)

**રતિલાલ**—(લાલભટને) તમે અમૃતલાલની વાત કરો છો તેમાં તો મને શક રહે છે. કારણ કે તે એવો તો બુઢો થઇ ગયો છે કે મરવાને ભોંય સુંઘે છે તો લગ્ન કરવાની વાત ક્યાંથી હોય?

**લાલભટ**—ભાઇસાહેબ, તમે તો ભોળવાઇ ગયા છો. એની વાતની તો મનેજ ખબર છે. એના વેશવાળની વાત મારે હસ્તકજ થનાર છે.

**રતિલાલ**—તમે કહો છો તેમ પણ કદાપિ હોય!!

**લાલભટ**—જો જો તો ખરા થોડા વખતમાં તેના લગ્ન થયલાં તમે જોશો.

**રતિલાલ**—હવે તો કોઇ ડોશી સાથે નાતરૂં કરે ત્યારે સરખે સરખી જોડ મળે.

**લાલભટ**—એવી વાત તો સ્વપ્નામાંએ ધારવી નહિ. કન્યાની ક્યાં ખોટ છે. દામ કરે કામ. પૈસા હોય તો સઘળું આયતું મળે એ સ્વાભાવિક છે.

**રતિલાલ**—અરે! આ તે શું ગજબની વાત!! શું તમારૂં કહેવું એમ છે કે પૈસા લઈને છોકરીઓનું વેશવાળ કરવાને તેના માબાપો રાજી હોય છે?

**લાલભટ**—ભાઇ હજી તો તમારે આંધળે બહેરૂં કુટાતું દેખાય છે. ભાઇસાહેબ, એવા સોદા સાટાં તો કઇંક થઇ ગયા અને થશે.

**વિદૂષક**—(તમાસગીરો સામે) પેલો બિચારો વાણીઓ તો વા ખાય છે. ઘણી બાળકીઓ ગુલામડીઓ માફક વેચાઇ ગઇ છે, તેની તો એ ભાઇને ખબરે નથી.

**રતિલાલ**—(ગુસ્સે થઇને) આ કોણ છે? હું તો એને કાળના ભાઇ જેવો દેખીને ધ્રુજું છું. એના બીહામણા ચહેરાથી હવે મને બોલવાની શક્તિ નથી. (હાથ પગ ધ્રુજાવતો અને પોતાની પાઘડી તથા ધોતીયાંની કાછડી વારંવાર તપાસતો તપાસતો) ભાઇ તું હવે બોલતો નહિ.

**વિદૂષક**—શું તું મારાથી બીહે છે. જો બીહીતો હોય તો આ હું ચાલ્યો.

**રતિલાલ**—અમૃતલાલે પાંચ બૈરીઓ કરી અને તે સઘળીએ ગુજરી ગઇ. એટલી બૈરીઓથી પાછળ નામ રહેવા જેવું કંઇ સંતાન થયું નહિ તો ફરી આટલી વૃદ્ધ ઉમ્મરે શી આશા રાખી શકાય.

**લાલભટ**—ભવિષ્યમાં ગમે તેમ થાઓ તોપણ એનો તો લગ્ન કરવાનો વિચાર ચોક્કસ છે. મોટી ઉમ્મરની કન્યા લાવવાની ધારણાથી કન્યાવાળાને રૂપિયા ૨૦૦૦૦ની મોટી રકમ આપવાને તૈયાર થયો છે અને લગ્ન ખર્ચ તથા મારા તમારા જેવાનો સમજાવવાનો ખર્ચ થાય તે જુદો.

**રતિલાલ**—આ વાત તો આજે સાંભળી. જો એમ બને તો ધિક્કાર છે કન્યા વિક્રય કરનારને.

**લાલભટ**—ભાઈ સાહેબો, હવેતો હું જાઊં છું. મારે તમારા જેવા જજમાનોને ત્યાં બહુ કામ છે. હમણાંતો લાકડુનું ગાડું ઠીક ચાલે છે.

**રતિલાલ**—(બેઠેલા પુરૂષોની સન્મુખ હાથ કરીને) ચાલો ભાઈઓ ચાલો આપણે પણ જઇએ.

[સઘળા જાયછે]

——:o:——

## પ્રવેશ ૩ જો.

(સ્થળ—અમૃતલાલ શેઠનું ઘર.)

**અમૃતલાલ**—(મનમાં) બૈરીને ગુજરવાને છછ માસ વીતી ગયા તોપણ વેશવાળનો હજી ક્યાંઇ પત્તો લાગતો નથી. લાલભટને એ કામ સોંપ્યું છે તે આજે અગીઆર વાગે આવવાનો છે. (ઘડીઆળ તરફ જોઇને) આ હમણા અગીઆર વાગશે. ચાલ કહોરામાં ઉભો રહું. (એટલામાં લાલભટ આવે છે-તેને પાસે આવેલો જોઇ) કોણ? લાલભટ? (મનમાં દૂરથી તો દેખાતું નથી) આવો આવો ગોરમહારાજ હમણાંજ તમને સંભારતો હતો એટલામાં આવી પહોંચ્યા તેથી ધારૂં છું કે કામ ફતેહ થશે.

**વિદૂષક**—કોઈ મુગ્ધાનો ભવ બાળવાને વાહ વાહ શું ડોસાનો રંગ છે.

## શાર્દૂલવિક્રીડિત છંદ.

એક દાંત મળે નહિ વદનમાં બોલી બધી બોબડી
ચાલે છે ડગતો વળી મન વિષે મ્હોટાઇ મારે બડી
માથે કેશ જણાય શ્વેત સઘળા, દેખે ન દૃષ્ટિ થકી
આને જે પરણાવશે જગતમાં તે દુઃખી થાશે નકી.

**લાલભટ**—(જરાહસીને) જજમાન રાજા હું આપનાથી કોઇ રીતે દૂર નથી. આપ જે આજ્ઞા કરશો તેને તાબે થવા સેવક તૈયાર છે.

**વિદૂષક**—ધન્ય છે બ્રહ્મદેવને. કોઇ શીરા માટે શ્રાવક થાય પણ મહારાજ તો ધન માટે સેવક થાય છે. ધન્ય! ધન્ય!

**અમૃતલાલ**—તમારો તો મને પૂરો ભરૂસો છે. વારૂ આપણા વેશવાળ બાબત શું કર્યું?

**લાલભટ**—તમારી અહીંની ન્યાતમાં તમારા લાયકની મ્હોટી ઉમ્મરની કન્યા નથી. પણ જો તમારી ઇચ્છા હોયતો હું બહાર ગામથી કોઇ મ્હોટી કન્યાનો શોધ કરી આવું. રૂ ૨૦૦૦૦ સુધી કરવાને તમે કહેતા હતા. જો ન બને તો છેવટ રૂ ૨૫૦૦૦ સુધીની રજા મળવી જોઇએ.

**વિદૂષક**—(અમૃતલાલની સામું જોઇ) ઓ વૃદ્ધ કાકા ધૂળ પડી તમારા ધોળામાં. તમે તો સિતેર વર્ષના ડોસા થયા, હવે લગ્નની વાત કરવી ફોકટ છે, માટે હવે તો પથારીએ પડયા પડયા નારાયણ નારાયણ કરો, કે આવતા ભવમાં કંઇ ભલું થાય.

**અમૃતલાલ**—(લાલભટને) ખર્ચની ચિંતા નહિ. એ તો ઠીક લાગે તેમ કરજો, પણ હવે ઝટ કન્યાની શોધ કરી આવો તો સારૂં. કેમ ક્યારે જશો?

**વિદૂષક**—(વચમાં) હોળીને દક્ષાડે.

**લાલભટ**—હું તો તૈયાર છું. ખર્ચને માટે રૂ ૫૦૦ આપો તો હમણા ચાલ્યો જાઉં.

**અમૃતલાલ**—તમે તૈયારી કરો અને ખર્ચને માટે લો આ રૂપિયા પાંચસો આપું છું (ગણી આપે છે અને તે લાલભટ પોતાની પીછોડીમાં લે છે).

**લાલભટ**—શેઠ કન્યાની તમારે જરાય ચિંતા લાવવી નહિ. હું જલદી કોઇ દેવ કન્યાજ શોધી લાવીશ.

**અમૃતલાલ**—જાઓ ફતેહ કરો.

**વિદૂષક**—કોઇ બીચારી કિશોર અબળાને દુઃખમાં નાખવા તારાં પગલાંને પાછાં આ જગોપર ના લાવજે.

——:o:——

## પ્રવેશ ૪ થો.

(સ્થળ—બીહામણું જંગલ.)

**લાલભટ**—(પોતાના મનમાં) ચંપાનગરી છોડ્યા પછી તે હાલ સુધીમાં રસ્તો તો સારો આવ્યો પણ આ રસ્તો તો જંગલ જેવો લાગે છે. સૂર્ય અસ્ત પામવાનો વખત થયો છે. રાતને વખતે હવે આગળ પગલાં કેમ ભરાશે? જો સઘળો રસ્તો આજ પ્રમાણે હશે તો પછી કનકાપુરી તો સ્વપ્નામાં સાંભરશે. કોઇની સોબત મળે તો સારૂં. લાવ પેલા પાસેના ઝાડ પાસેના ઉભેલા પુરૂષને પુછું કે તે ક્યાં જાય છે.

**લાલભટ**—(પાસે ઉભેલા પુરૂષને) ભાઇ તમારે ક્યાં જવું છે?

**પુરૂષ**—હું આ જંગલનો શિકારી છું. શિકારને વાસ્તે આવ્યો છું.

**લાલભટ**—ત્યારે તો આમાં ફાડીખાનારાં જનાવરો પણ હશે.

**શિકારી**—એનીતો વાતજ કરવી નહિ. ભલા માણસ રાત પડવા આવી હવે આવા બીહામણા જંગલમાં જવાનું તમારૂં કામ નથી. જો જીવનો બચાવ કરવો હોય તો પાસેના ગામડામાં જઈ રાત ગાળી નાખો.

**લાલભટ**—લાંબે પંથેથી આવ્યો છું. તેમ વળી આટલાંમાં નજીક કોઈ ગામ નથી. તોપણ દિવસ હજી જરાજ છે તેથી વધારે પગ ચલાવીશ. તેમ કરતાં આગળ જે ગામ આવશે તેમાં રાત ગાળી નાખીશ.

**શિકારી**—(મોટે અવાજે) ઓ નાશનાશ. વાતો શું કરે છે. પેલો વાઘ આવ્યો.

**લાલભટ**—(ગભરાતે ચહેરે ધ્રુજતો ધ્રુજતો) ઓ મારા બાપ મને બચાવ. આ વખતે હું તારે આશરે છું. નહિ તો હમણા તે મારો કોળીઓ કરી જશે.

**શિકારી**—આગળ ચાલવાને તો હિમ્મત કરતો હતો અને આ સપાટો જોયો કે ઠંડો થઈ ગયો.

**લાલભટ**—(હાથ જોડીને) બાઈ તું તો આ જંગલનો રહેનાર તેથી તને સઘળું સહી રહ્યું, પરંતુ મારા તો હોશ ને કોશ ગરગડી ગયા છે. અને છાતી ઉછળે છે. મારા મહેરબાન મારો બચાવ કર.

**શિકારી**—યાદ રાખજે હવે રાત્રિના કોઈપણ વખતે આવા જંગલોમાં મુસાફરી કરવાની હઠ લે તો નહિ. જા, પેલી ઝુપડીમાં રાત પડી રહેજે.

**લાલભટ**—(પોતાના મોંપર તમાચા મારતો મારતો) હા હવે તેમજ કરૂં. રાત તો શું પણ દિવસનાએ જંગલમાં ન જાઉં.

**શિકારી**—ચાલ્યો જા, મારો શિકાર જાય છે.

**લાલભટ**—(વાઘ સામે આંગળી કરીને) શું પેલા વાઘને મારી નાખશો.

**શિકારી**—તારે તે પંચાત કરવાનું કામ નથી. મારા કહેવા પ્રમાણે ઝુંપડીમાં પડી રહે ને સહવાર થાય કે રસ્તે પડજે.

[લાલભટ પાસેની ઝુંપડીમાં રાત ગાળી સહવાર થયા પછી રસ્તે પડે છે.]

——:૦:——

## પ્રવેશ ૫ મો.

(સ્થળ—ઓળતળાવડી..)

[લાલભટ બીહામણું જંગલ પસાર કરીને તે તળાવડી કાંઠે વિશ્રામ કરે છે.]

**લાલભટ**—(તળાવડી કિનારે બેઠેલા પુરૂષને) અરે તારૂં નામ શું?

**પુરૂષ**—મારૂં નામ ઠગભાઈ.

**લાલભટ**—નામ તો કંઇ નવાઇનું છે.

**ઠગભાઇ**—મારી પ્રુછને જે નામ પસંદ આવ્યું તે રાખ્યું.

**લાલભટ**—શું ધંધો કરો છો?

**ઠગભાઇ**—અમારૂં કામ તો એજ કે આવતા જતાની સંભાળ લેવી.

**લાલભટ**—ભાઈ મારે જંગલ જવું છે. આ મારાં કપડાં સંભાળશો!

**ઠગભાઇ** અમેતો રમતા રામ છીએ, પણ જાઓ વહેલા આવજો.

**લાલભટ**—(જોખમ સાથે રાખવાને ઇરાદે પોટલું બગલમાં મારી) આ કપડાં છે તે તપાસજો બાઇ. (જાય છે)

[ઠગભાઇએ સીસોટી વગાડી કે બે પુરૂષો ઉતરી આવ્યા તેને કપડાં આપી દઈ પોતે સુતો પડયો છે એટલામાં લાલભટ આવે છે.]

**લાલભટ**—(ઠગભાઇને) અરે તું કેમ સુતો? (મનમાં) આશું, મારાં લુગડાંએ જણાતાં નથી.

**ઠગભાઇ**—(આંખ ચોળતાં ચોળતાં) રાતના વધારે જાગરણ થવાને લીધે આંખો બળતી હતી તેથી જરા ઝોકું આવી ગયું.

**લાલભટ**—સુવાની વાત તો ઠીક, પણ મારાં લુગડાં ક્યાં ગયાં?

**ઠગભાઇ**—(માથું ધુણાવતાં) તેં સંતાડ્યા હશે. મારી મશ્કરી શું કામ કરે છે?

**લાલભટ**—(મનમાં) ખરેખર ફસાયા. લુગડાં ગુમાવ્યાં. હવે તો તાલમેલ કરવી જોઇએ. (એમ ધારી પાસે રાખેલું જોખમનું પોટલું બરોબર સંતાડીને) (ચાસન) બાઇ મારે તો દાઝયા પર ડાંભ જેવું થયુંછે.

**ઠગભાઇ**—આ તારૂં બોલવું હું કંઇ સમજતો નથી.

**લાલભટ**—બાઇ કહેવાની વાતજ નથી. પેલી પાસેની વાવમાં જરા થાક ખાવા બેઠો ને ત્યાં પાણી પી ઊઠવા જતો હતો એવામાં રૂ ૩૦૦) નું પોટલું હતું તે તેમાં પડી ગયું. અને આ તળાવડીપર આવ્યો ત્યાં મારાં કપડાંએ ગયાં!

**ઠગભાઇ**—(મનમાં) લુગડાં આપીશું તો તે રૂપિયા પાછળથી વાવમાંથી આપણે કાઢી લઇશું ને આપણું કામ થઇ જશે. માટે તે જગ્યા તો જોવા-

(ચાસન) ભાઇ ગભરાઇશ નહિ. એ લુગડાં ગયાં નથી. એ તો મેં સેજ મશ્કરી કરી છે.

**લાલભટ**—ભાઇ તારે તો હસવું થયું પણ મારો તો જીવ ગયો. ભાઇ વાર ન કર. મને વખત થાય છે.

**ઠગભાઇ**—(સીસોટી વગાડે છે એટલે લુગડાં સાથે પેલા પુરૂષો આવે છે.) પેલાં તારાં લુગડાં આવ્યાં. લે પહેરી લે.

**લાલભટ**—(હસતે મોઢે) તું જબરો ભાઈ. મને નાહક ધાસ્તીમાં નાખ્યો.

**ઠગભાઇ**—હું તો બહુ દીલગીર થયો છું કે તારા રૂપિયા ગયા. ચાલ બતાવ, અમે સૌ મળીને તે તને કાઢી આપીએ.

**લાલભટ**—તે ઊંડી વાવમાંથી તમે કાઢી શકશો કે?

**ઠગભાઇ**—અમને તરતાં આવડે છે તેથી વાવમાં ઉતરી પોટલું કાઢશું.

**લાલભટ**—ચાલ ભાઇ તારી મરજી એમ છે તો બતાવું.

**ઠગભાઇ**—ત્યારે ચાલો સૌ.

**લાલભટ**—(આંગળી લાંબી કરીને) આ જગાપર હું બેઠો હતો. રૂપિયાનું પોટલું અહીંથીજ પડી ગયું છે.

**ઠગભાઇ અને બીજા**—ભાઇ ગભરાતો નહિ. અમે ઉત-રીએ છિએ ને પોટલું હમણા કાઢી આપીશું.

**લાલભટ**—(મનમાં) રંગ તો ઠીક જામ્યો છે. બધાને વાવમાં ઉતારી તેઓનાજ લુગડાં લઇ પોબારા ગણી જાઊં. (ચાસન) ભાઇ તમે તો મહેનત કરો. મારા નસીબમાં હશે તો આવશે.

**ઠગભાઇ અને બીજા**—આ અમારાં લુગડાં તું જોજે.

**લાલભટ**—ફીકર નહિ, ફીકર નહિ. હું બેઠો છું.

[ઠગભાઇ ને બીજા વાવમાં ઉતરે છે. લાલભટ લુગડાંનું પોટલું બાંધી રસ્તો પકડે છે. થોડો વખત વીત્યા પછી ઠગભાઇ વાવની બહાર આવી લાલભટને જુએ છે પણ તે મળતો નથી તેથી મોટે અવાજે]

**ઠગભાઇ**—(પોતાના સાથીઓને) તમે બહાર આવો. પેલો રૂપિયાવાળો તો ગુમ થઇ ગયો છે.

**સાથીઓ**—હેં! હેં! શું તે નાસી ગયો!

**ઠગભાઇ**—લાગે છે તો એવું. અરે આ તો ચોરને ચોર મળ્યો. હશે. વળી આપણે કોઈ બીજાને પકડીશું.

[સૌ પોતપોતાને ઠેકાણે જાય છે]

——:o:——

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### (સ્થળ—કનકાપુરી.)

**લાલભટ**—ચંપાનગરીથી આવતાં રસ્તામાં ટાઢ, તાપ, અને જંગલના બીહામણા દેખાવોની ધાસ્તી પસાર કરી અંતે આ કનકાપુરીના પાદરમાં તો આવ્યો. પણ નગરીમાં કોને ત્યાં ઉતારો કરવો. લાવ પેલા રસ્તે જનારને પુછું કે તે એવું કંઇ ઠેકાણું બતાવે. (રસ્તે જનારને) ભાઇ આ નગરીમાં કોઈ ઉતારો કરવા જેવી જગ્યા બતાવો કે જેથી હું થાક્યો પાક્યો જઇ રસોઇ પાણી કરી ખાઉં.

**વટેમાર્ગુ**—ભાઇ તમારે કયે ગામ રહેવું?

**લાલભટ**—હું ચંપાનગરીનો રહેવાસી છું.

**વટેમાર્ગુ**—તમારા જેવાને ઊતરવાને આ નગરીમાં ઘણી

જગ્યાઓ છે. પણ જો તમે વીશીમાં જવા ઇચ્છતા હો તો છબીલદાસની વીશીમાં તમને સુખ પડશે. માટે છબીલદાસની વીશી પુછતા જાઓ એટલે કોઇ પણ બતાવશે.

**લાલભટ**—પરગજુ બંધુ, તમોએ મારે માટે લીધેલા શ્રમના બદલામાં હું તમારો ઉપકાર માનું છું.

[બંને જુદા પડે છે.]

———:०:———

## પ્રવેશ ૭ મો.

(**સ્થળ**—કનકાપુરી મધ્યે છબીલદાસની વીશી.)

**લાલભટ**—(એક ઘરના ઓટલા ઉપર બેઠેલા માણસને પુછે છે) ભાઇ, છબીલદાસની વીશી આ કે?

**રામભટ**—(વીશીનો રસોઇઓ) હા. શું તમારે ઉતારો કરવો છે?

**લાલભટ**—હા. એકાદ અઠવાડિયું આ નગરીમાં મારે રહેવું છે માટે જો તમે મારી સારી રીતે માવજત કરો તો ઉતરૂં.

**રામભટ**—ઘણી ખુશીથી પધારો. મનમાં જરાએ તમને કચવાવા દઇશું નહિ. તમને સારી રસોઇ કરી આપીશું અને બરદાસ કરીશું. એ કામ તો અમારૂંજ છે.

**લાલભટ**—તમે જ્યારે ખાત્રીપૂર્વક આટલા બધા આગ્રહની સાથે બોલો છો ત્યારે હવે મારે વધારે બોલવાની કશી જરૂર નથી.

**વિદૂષક**—મળ્યા બે ભટ, તેમાં થશે ચટપટ. અંતે થશે ખટપટ.

**રામભટ**—મહારાજ ચાલો ન્હાવાની તૈયારી કરો અને સોળે થઇ જલદી પાઠપૂજા આટોપી પાટલે પધારો.

**લાલભટ**—(ન્હાની પોતડી પહેરી ન્હાવાની જગો ઉપર જઇ ઝપાટાબંધ બે લોટા પાણી શરીર ઉપર રેડી મોઢે બડબડતાં પોતાની પૂજાના આસનપર બેસી દેવને ન્હવરાવી પૂજા કરીને રસોડામાં જઇ રામભટને) ભાઈ હું તૈયાર છું.

**રામભટ**—ચાલો આ પાટલા પર બિરાજો.

**લાલભટ**—(જમવા બેસે છે અને જમતાં જમતાં) રસોઇ તો કંઇ ઠીક લાગતી નથી. શું પૈસા મફતના લઇ લેવા ધાર્યું છે?

**રામભટ**—મહારાજ મફત આપ આપો એવા ભોળા ખરાતો? (લાંબો હાથ કરી) આ મૂર્તિ જોઇનેજ હું તો ધારતો હતો કે કોઇ કાળનો બીજો ભાઇ જાણે આવીને ઊભો. ખાતાં તો ધરાતો નથી ને સારૂં ખોટું કહેતાં લજવાતોએ નથી? ઉઠ, ઉઠ, હવે બહુ થઇ. આવા આવા ગ્રાહક જો અમને મળે તો ગામમાં રહેવા વારો રહે શાનો.

**લાલભટ**—ખરેખર તુંતો કોઇ ગળેપડુ દેખાય છે. હું બાર લાડુનો ખાનાર ને તારા લીંબુ લીંબુ જેવડા ત્રણ લાડુ તો હજુ પૂરા ખાધાએ નથી એટલામાં તો તું મોટી મોટી ધામધુમ કરી મને ઉઠાડવા આવ્યો? જા, જા, લુચ્ચા. પૈસા તે શું કંઇ મફત આવે છે?

**રામભટ**—અરે ભલા માણસ હવે તું ઝટ પતાવી ઉઠ તો તારા પૈસા મારે જોઇતા નથી. મહારાજ, મારા મ્હોટા મહારાજ, ઉઠ, હવે બહુ થઇ. ઉઠ.

**લાલભટ**—લે ત્યારે લે આ ઉઠયો. (બોલતો બોલતો પૈસા આપ્યા શિવાય જવા માંડે છે)

**રામભટ**—(લાલભટનો હાથ પકડીને) જાય છે ક્યાં? પૈસા લાવ પછી જા.

**લાલભટ**— (મનમાં. હવે તો સપડાયા, પૈસા આપ્યા વિના ચાલે તેમ નથી.) અલ્યા તું લુચ્ચાઇ ના કર. (રામભટ સામે આંગળી કરીને) તારા વ્યાજબી પૈસા થાય તે લે.

**રામભટ**—લાવ ભાઇ લાવ, તારી મરજી હોય તો બે આના ઓછા આપ.

[લાલભટ પૈસા આપી જાય છે.]

———:o:———

## પ્રવેશ ૮ મો.

(**સ્થળ**—કનકાપુરીની ઝવેરી બજાર.)

**લાલભટ**—(રસ્તે જનાર એક દલાલને) ભાઇ તમે શાની દલાલી કરો છો?

**દલાલ**—હું ઝવાહીરની દલાલી કરૂં છું. મારૂં તમારે શું કામ છે?

**લાલભટ**—મારે કાંઇ ઝવેર બાબતનું કામ નથી, પણ લાડ વાણીઆ જ્ઞાતિની કોઇ મોટી ઉમ્મરની કન્યા હોય, તો ખપ છે.

**દલાલ**—મારા સાંભળવામાં છે કે, એ ન્યાતમાં મોટી મોટી ઉમ્મરની ઘણી કન્યાઓ છે. પણ ઘણા પૈસા ખર્ચ કર્યા સિવાય મળશે નહિ.

**લાલભટ**—મને એ વિષેની ખબર છે, ને મોટી રકમ ખર્ચ કરવાની મને પરવાનગી પણ મળેલી છે.

**દલાલ**—જો તમારી ઇચ્છા એમ હોય, તો એ ન્યાતના

કોઇ જાણીના ગોર મહારાજને મળો. તો તમારૂ કામ જલદી થઇ જશે.

**લાલભટ**—હું આ નગરીનો ભોમિયો નથી, માટે આપ કાંઇ બાતમી આપો તો મારાપર આપનો મોટો આભાર થશે.

**દલાલ**—(બે ત્રણ દિશાઓ તરફ જોતાં સંતોકરામને ધાંટો કાઢીને) ઓ સંતોકરામ, ઓ સંતોકરામ.

**સંતોકરામ**—(ઉતાવળો, ઉતાવળો દોડી આવીને) કેમ સાહેબ, મને બોલાવો છો?

**દલાલ**—હા, હું તમને બોલાવું છું. (લાલભટ સામી આંગળી કરીને) આ માણસને તમારૂં કામ પડયું છે. માટે તે કહે તે જો તમને ઠીક લાગે તો તેનું કામ કરી આપજો. હવે હું જાઉં છું (દલાલ જાય છે.)

**લાલભટ**—(સંતોકરામને) ભાઇ, તમારૂં એક અગત્યનું કામ પડયું છે. તે એ કે, લાડ વાણીઆ જ્ઞાતિની એક મોટી કન્યાની જો તમે મને ભાળ આપો, તો તમારો આભાર માનીશ, અને તમારી મેહેનત બદલ તમને બદલો પણ આપીશ.

**સંતોકરામ**—આવી અગત્યની વાત રસ્તા વચ્ચે કરવા કરતાં, આવો આપણે આ દુકાનના ઓટલા ઉપર બેસીએ. (બંને દુકાનને ઓટલે બેસે છે.)

**લાલભટ**—અમારી નગરીના લાડ વાણીઆ જ્ઞાતિના અમૃતલાલ શેઠને પાંચ બૈરીઓ થઇ, પણ હાલ એકે હયાત નથી, તેમજ તે સર્વ સ્ત્રીઓમાંથી કોઇને સંતાન પણ થયલું નથી. તેથી હાલમાં તેમની લગ્ન કરવાની ઇચ્છા છે, એટલાજ માટે એક મોટી કન્યાની જરૂર છે. માટે તમને તસ્દી આપવા અત્રે રોકયા છે.

**સંતોકરામ**—હુ તમારી મરજી પ્રમાણે કન્યા મેળવી આપીશ. પણ મને તે બદલ તમે શું આપશો?

**લાલભટ**—તમારી મરજી શું લેવાની છે તે મને જણાવો, એટલે હું વિચાર કરીને જવાબ દઉં.

**સંતોકરામ**—તમારી મરજીમાં આવે એવી રૂપિયાની સારી રકમ મને આપજો.

**લાલભટ**—પેહેલેથીજ ચોખું કરવું સારૂં કે પાછળથી વાંધો ન આવે.

**સંતોકરામ**—હું તમારૂં નક્કી કરી આપીશ. તેના બદલામાં માત્ર ૩૫૦૦) લઇશ.

**લાલભટ**—એ રકમ વધારે કહેવાય. હું તમને રૂપિયા બસો આપીશ. (આ રકમ સાંભળી સંતોકરામ દીલગીર થાય છે.) અરે જાઓ ૩૨૫૦) આપીશ. વધારે બોલો તો મારા સમ છે.

**સંતોકરામ**—જ્યારે તમારો વિચાર એમજ છે ત્યારે હું એ રકમ કબુલ કરૂં છું. કન્યાના માબાપને પૂછી નક્કી કરી, આપને આ જગ્યાએ આવતી કાલે મળીશ.

——:૦:——

## પ્રવેશ ૯ મો.

(સ્થળ—જુગલદાસનું ઘર.)

**સંતોકરામ**—કેમ યજમાન રાજા બેઠા કે.

**જુગલદાસ**—હા મહારાજ, પધારો. બેન ચંદાગૌરી, મહારાજને આસન આપ. (સંતોકરામ બેસે છે.)

**સંતોકરામ**—શેઠજી, બેન ચંદાગૌરીનો અભ્યાસ હાલ શું

ચાલે છે? હમેશાં કન્યાશાળામાં આવતાં જતાં તે મારી નજરે પડે છે.

**જુગલદાસ**—એને આજે સોલ વર્ષ ને બે મહિના થયા. પાંચ વર્ષની નાની ઉમ્મરથી તે ભણવા જાય છે અને હાલમાં તેણે સારી રીતે કેળવણી લીધી છે. છોકરીને ભણાવવી એતો મને પસંદ નથી, તોપણ (આંગળીના અણુસારાથી) આ અમારા પાડોશી માસ્તરની વહુ સાથે તે હમેશાં નિશાળે જાય છે.

**સંતોકરામ**—શાસ્ત્રના નિયમ પ્રમાણે છોકરીને વધારેમાં વધારે તેર વર્ષની ઉમ્મરે પરણાવવી જોઈએ. પણ હાલ કળિયુગમાં તેમ થવાને બદલે, હવેતો મોટી ઉમ્મરની કન્યાનાં લગ્ન થાય છે. વળી એથી ગરીબ ગરબાંને પૈસાનો લાભ થાય છે.

**જુગલદાસ**—હા, તે વાત ખરી છે. જુઓને અમારો વિચાર ચંદાગૌરીને પરણાવવાનો છે. પણ અમારૂં મન માને તેવું ઠેકાણું મળતું નથી. તમારા ધ્યાનમાં તેવું કોઇ ઠેકાણું હોય તો કહેજો.

**સંતોકરામ**—હાલમાં ચંપાનગરીથી એક બ્રાહ્મણ કન્યાની શોધને માટે આવેલો છે. તેની સાથે વાતચીત કરતાં મને જણાયું છે કે તે તમારા ઘરને યોગ્યજ ઠેકાણું છે.

**જુગલદાસ**—જો એમજ છે, તો એ ઘાટ કેવી રીતે બેસે?

**સંતોકરામ**—વરની ઉમ્મર મોટી છે. તેમ રકમની આશા પણ મોટી રાખી શકાય છે.

**જુગલદાસ**—વર ભલે મોટો કે નાનો હોય, પણ આપણે તો પચ્ચીસ હજાર રૂપિયા વિના કોઇની સાથે વાત કરવાના નથી.

**સંતોકરામ**—તમે કહો છો તેમ કંઇ બનવાનું નથી. જો તમારી મરજી હોય તો રૂ ૧૫૦૦૦) સુધી નક્કી કરી આપું.

**જુગલદાસ**—ના, ના, એ વાત કંઇ બનવાની નથી.

**સંતોકરામ**—જો આ આવેલો અવસર ચૂકશો, તો વાત મારા હાથમાં રહેવાની નથી. માટે કહો તો છેવટ રૂ૨૦૦૦૦) સુધી નક્કી કરી આવું.

**જુગલદાસ**—(શાંત મનથી વિચાર કરીને) મહારાજ તમે અમારા ઘરમાં ઓછું આવવા રાજી નહિ હો. જેમ બને તેમ પૈસાની રકમ ઠીક થાય તેમ કરજો. હું તો તમારા કહેવાથી હા પાડું છું, માટે જાઓ કરો ફતેહ.

[સંતોકરામ જાય છે.]

——:o:——

## પ્રવેશ ૧૦ મો.

**(સ્થળ–કનકાપુરીમાં ઝવેરીબજારની એક દુકાનનો ઓટલો.)**

**સંતોકરામ**—કેમ ભાઇ, કેટલી વાર થયાં આવીને બેઠા છો. હું તો જરા મારા ઘરના કામમાં ગુંથાઈ ગયો, તેથી વાર થઇ.

**લાલભટ**—એ તો ઠીક, પણ પેલી વાતનું શું કર્યું.

**સંતોકરામ**—કન્યા સોળ વર્ષની ને બહુજ, રૂપાળી છે. ગુણમાં પણ કાંઇ ખામી નથી. પરંતુ રૂ ૨૦૦૦૦) રોકડા માગે છે. તેમાં પૈ ઓછી કરતા નથી. જો તમારી મરજી એટલી રકમ આપવાની હોય, તો અત્યારે ચાંલ્લા કરાવી આપું.

**લાલભટ**—અધધધ!!! વિચાર તો કરો, કે એટલા બધા રૂપિયા હોય, કંઇક ઓછું થાય તો ઠીક.

**સંતોકરામ**—ભાઇ મેં તો કન્યાવાળાને બહુ બહુ સમજાવ્યો, પણ તે તો જવાબ પણ પૂરો આપતો નથી. એ તો મારે જજમાન વૃત્તિ એટલે વળી બહુ મેહેનતે હા પાડી.

**લાલભટ**—જ્યારે તમારી મરજી એમજ છે, ત્યારે હવે હું જે બોલું તે વૃથા. માટે ચાલો ચાંલ્લા કરાવી આપો.

**સંતોકરામ**—ચાલો મારી સાથે, ઉઠી ઉભા થાઓ.

[વિદૂષક પ્રવેશ કરી ગાયન ગાય છે. તે બેઉ મહારાજ સાંભળે છે.]

**વિદૂષક**—

(કમ લેંડ લોર્ડ ફીલ ધી) એ રાગ.

આ ધારો છે દુઃખદા મોટો, સૌ બંધુ છોડો તે તમે.
શાંતિનો છે નાશક મૂળ, સૌ ઘરમાં ઉપજાવે શૂળ,
સુખ ઉપર નાખે છે ધૂળ, એથી બુરૂં અન્ય શું.
શાસ્ત્રોથી જો ચિતમાંહી ડરો, કન્યાધન માંસસમાન ગણો.
પણ શાસ્ત્રોનું દઇ ખોટું નામ, રે' કરતાં મન ધાર્યું કામ,
લૈ કન્યા વિક્રયથી દામ, એમાં કે'વું પુન્ય શું.
કન્યા ઉમ્મરમાં આઠતણી, વરનીતો તેથી બારગણી,
તોપણ નવ મુઢ કરે વિચાર, પુત્રીના દુઃખનો નિરધાર,
દેશે શ્રાપ કરી તે પોકાર, એ બુરાથી તુન્ય શું.

**બેઉ મહારાજો**—(ગાયન સાંભળી રહ્યા પછી) આવા આવા બડબડતા ફરે તેમાં શું વળ્યું. ચાલો આપણે તો કારતા હોઇએ તેમ કરીએ.

[બંને મહારાજો જાય છે.]

વિદૂષક—મ્હારા ગાયનની અસર પેલા મહારાજોને થઈ નહિ અને તેઓએ પોતાનું કામ કરવાને ચાલ પકડી. ખેર. ચિંતા નહિ! વખતે વાત.

[વિદૂષક જાય છે.]

—:૦:—

## પ્રવેશ ૧૧ મો.

(સ્થળ—જુગલદાસનું ઘર.)

જુગલદાસ—(પોતાની સ્ત્રી સવિતાગૌરીને) પ્રિયા, આપણી ચંદાગૌરીની ઉમ્મર આજે સોળ વર્ષ ને બે માસની થઇ. વિદ્યાભ્યાસમાં પણ તે સારી પાવરધી બની છે અને બુદ્ધિમાં પણ હવે કાંઇ ઓછી કહેવાય નહિ. પોતે કંઇ પણ કામ ઝડપ અને ચાલાકીથી આપણી નજર આગળ કરી, આપણને વારંવાર ખુશી કરવામાં કાંઇ થોડી હોંશિયાર નથી. આપણને પુત્ર પણ નથી ને પૈસે પણ પહોંચતા નથી. તેથી આપણા વૃદ્ધપણાના દિવસો સુખે નિર્ગમન કરવાને પૈસાની રકમ આપણે લેવી, એજ હેતુથી ચંદાગૌરીને પરણાવવા આપણે આટલી ઢીલ કરી છે. તે દહાડા હવે નજીક આવ્યા છે. માટે તું હવે મારા વિચારને મળતી થા.

સવિતાગૌરી—પ્રાણનાથ, તમારા કહેવા પ્રમાણે ઘર, વર જો ઠીક હોય તો આપણી ચંદાગૌરીનું લગ્ન તમે જલદીથી કરી નાખો, કારણ કે કોણે કાલ દીઠી છે. આપણે અરધી ઉમ્મરે પણ પહોંચી ગયાં ને હવે આપણે ઢીલ કરીશું તો પછી પસ્તાવું પડશે.

[વચ્ચમાં]

**વિદૂષક**—પૈસાની લાલચ રાખશો તો વધારે પસ્તાશો. માટે પૈસા લેવાની વાત જતી કરો.

**જુગલદાસ**—હમણાંજ સંતોકરામ આવવા જોઇએ. ગઇ કાલે તે મારી પાસે આવ્યા હતા, ત્યારે વેશવાળની બધી વાત થઇ ગઇ છે.

**સવિતાગૌરી**—(સંતોકરામ તથા લાલભટને જોઇને) આવો આવો મહારાજ, પધારો. લ્યો, આ આસન પર બેસો.

**સંતોકરામ**—(લાલભટ તરફ આંગળી કરીને) આ મહારાજ ચંપાનગરીથી આવ્યા છે. તેમને આપણી ગઇ કાલની વાત કહી છે. તેથી તે આપના કહેવા મુજબ કબુલ પણ થયા છે.

**જુગલદાસ**—(લાલભટને)મહારાજ જો એમ હોય તો હવે વખત ગુમાવવો નહિ.

**સંતોકરામ**—(વેશવાળની કબુલાત કરાવે છે) ચંપા નગરીના અમૃતલાલ શેઠ સાથે તમારી ચંદાગૌરીના આજે વેશવાળ કર્યા બાબતના રૂ ૨૦૦૦૦) પોણી આ આપવા ઠરાવ્યા છે. આ એક બીજાને કબુલ મંજુર છે. હવે કંકુ ચોખા લાવો, આપણે હમણાંજ ચાંલ્લા કરિયે.

**જુગલદાસ**—(ઘરમાં જઇ બધી ગોઠવણ કર્યા પછી પાછા બેસે છે.) મહારાજ આ કંકુને ચોખા લો. કરો ફતેહ.

**સંતોકરામ**—(જુગલદાસને) તમારાં સગાં વહાલાંને બોલાવવાં હોય તો બોલાવો અને શાકર વહેંચો.

**જુગલદાસ**—હા, બેસો હું તેમને તેડીને હમણાંજ પાછો આવું છું.

[જુગલદાસ જાય છે.]

**સંતોકરામ**—અલ્યા લાલભટ, જો આ પેલી ચંદાગૌરી જોઇ ?

**લાલભટ**—વાહ ! એમાં શું પૂછવું, તે તો જાણે દેવ પુતળી.

**જુગલદાસ**—(સંતોકરામને) તૈયાર થાઓ. સગાં વહાલાં આવે છે. તમે હવે જલદીથી બધાને ચાંલ્લા કરી ચોખા ચોઢો ને શાકર વેંહેંચો.

[શાકર વહેંચે છે તે લઇ સઘળા જાય છે.]

**જુગલદાસ**—કેમ મહારાજ, લગ્નની તૈયારી જેમ વેહેલી થાય તેમ સારૂં. કેમ સંતોકરામ મારૂં કેહેવું વ્યાજબી છે કે નહિ ?

**સંતોકરામ**—હા, ને વળી આવતી અખાત્રીજનું મુહૂર્ત્ત ઘનેતર છે. એટલે પુછવાનું શું.

**વિદૂષક**—મહારાજ મારૂં પણ ભેગાભેગું કરજો હો.

**લાલભટ**—હા, હા, લગ્નતો ઠીક બેસતું આવ્યું. હવે હું કાલે ચંપાનગરી જલદીથી જઇ જાન લઇ વહેલો આવીશ.

[સઘળા છુટા પડે છે.]

———:૦:———

## પ્રવેશ ૧૨ મો.

(**સ્થળ**—કનકાપુરીનું પાદર.)

**લાલભટ**—(એક ગાડામાં બેઠેલા પુરૂષને) ભાઇ તમારૂં નામ શું છે ?

**પુરૂષ**—મારૂં નામ નગીનદાસ.

**લાલભટ**—તમે કયે ગામ જાઓછો ?

**નગીનદાસ**—ચંપાનગરી.

**લાલભટ**—હું પણ ચંપાનગરી જવાનો છું. ગાડીવાન મારૂં ભાડું કરશે?

**નગીનદાસ**—ગાડીવાનને પુછો.

**લાલભટ**—(ગાડીવાનને) એ ગાડીવાન ઊંઘેછે કેમ? ઊઠ.

**ગાડીવાન**—ચેમ છેઠ.

**લાલભટ**—ચંપાનગરી પોહોંચાડવાનું ભાડું શું લઈશ?

**ગાડીવાન**—બાપા હું તમારી પાસે વધારે નહિ લઊં. ગાડીમાં બેઠાછે એ છેઠ આપે તે તમે આપજો.

**લાલભટ**—હુંતો બ્રાહ્મણ છું. પણ ગાડીમાં બેઠા છે એ શેઠ છે તેતો કદાપી વધારે આપે પણ મારાથી કેમ અપાય? એક વાત બોલ.

**ગાડીવાન**—એમ ચેમ કરે છે. બેહવું હો તો બેહ નહિ તો હે રસ્તો હાલો જા.

**લાલભટ**—કેમ મીજાસ કરેછે? સીધી વાત કરતાં તાવ આવે છે?

**ગાડીવાન**—(ગુસ્સાના આવેશમાં) ઓ બ્રાહ્મણા વધારે ન બોલ, આ લાકડી દીઠી છે. લંબડામાંજ મારીશ.

**લાલભટ**—(લાંબા હાથ કરીને) બેસ બેસ ભીલડા વધારે વાત ન કર.

**ગાડીવાન**—બ્રાહ્મણ તે બ્રાહ્મણ. એ હું હમજે, હાહતર માં કહ્યું છે કની બામનની મત કુલે ને ફરીફરીને ભૂલે.

**લાલભટ**—વધારે ન બોલ. તું શું સમજે. ગાડીવાન અને ગધેવાન તે એકજ.

**ગાડીવાન**—તારો બાપ ગધો, ને તું પણ ગધો.

[લાલભટ ને ગાડીવાન લડે છે.]

**નગીનદાસ**—(લાલભટને) ગાડીમાં બેસવું હોય તો પૈસાનું નક્કી કર્યું. લડીને શું કામ છે?

**લાલભટ**—મારો વાંક નથી. એ ભીલડો લુચ્ચો છે.

**ગાડીવાન**—(દોડતો આવી) ચાલ મારી નાખીશ. જા રસ્તે જા.

**લાલભટ**—(માથાની પાઘડી હાથમાં પકડીને) લે માર લે માર.

[ગાડીવાનના અંગપર ધસે છે.]

**નગીનદાસ**—(બંનેને) નકામાં શું કામ લડી મરો છો. તેમાં કંઇ લાભ નથી.

**લાલભટ**—(નગીનદાસને) તમારે વચ્ચે આવવાની જરૂર નથી. તમે કંઇ સારા માણસ દેખાતા નથી.

**નગીનદાસ**—બ્રાહ્મણ સમજે તેવો નથી. શું વગર પૈસે ગાડીમાં બેસવું છે?

**લાલભટ**—પૈસાવાળા તો તમે.

**નગીનદાસ**—માથું ફોડ મારે શું.

[નગીનદાસ ગાડીમાં જઇ બેસે છે.]

**લાલભટ**—(ગાડીવાનને) ચાલ, ચાલ, ગાડી હાંક.

**ગાડીવાન**—તું તારે રસ્તે હાલો જા.

[ગાડી વાળો ગાડી હાંકે છે તે લાલભટ જોઇ વિચારે છે કે હવે કેમ કરવું.]

**લાલભટ**—(ગાડી થોડે દુર ગયા પછી) એ ગાડીવાન, એ ભાઇ ગાડીવાન, ગાડી રાખ.

**ગાડીવાન**—તું મને ખોબો ભરી રૂપિયા આપે તો પણ તને નહિ બેહાડું.

**નગીનદાસ**—(મનમાં દયાભાવી) ગાડીવાન, હવે જે થયું તે

ખરૂં. બ્રાહ્મણ છે માટે બેસાડ.

**ગાડીવાન**—શેઠ તમે કહો છો ત્યારે લો બેસાડીશ.

[લાલભટ બેસે છે ને ગાડી ચંપાનગરી જાય છે.]

——:o:——

## પ્રવેશ ૧૩ મો.

(સ્થળ—અમૃતલાલ શેઠની વાડી.)

**અમૃતલાલ**—કેમ ભાઇ છોટાલાલ, માણેકો હજી ક્યારે આવશે? શું એ તેના બાપથી જુદો થયો છે?

**છોટાલાલ**—શેઠીયા, કાંઇ બોલવા જેવો વખત રહ્યો નથી. બીચારા બાપે પોતાની બધી પુંજી પાયમાલ કરી બાઇને પરણાવ્યા. તેના ઉપકારના એ ફળ બાપને ચાખવાં પડે છે. આજના છોકરા ઉછાછળા, એટલે મનનું ધાર્યું કરતાં વિચારતા નથી.

**અમૃતલાલ**—છોકરાને પરણાવી રસ્તે લગાડવા એ બાબતમાં કોને પાડ કરવાનો છે. તમે છોકરાને ધિક્કારોછો પણ છોકરા વગર નામ રહેવું કઠિન, તે તો વિચારો.

**છોટાલાલ**—કેમ હિમ્મતલાલ તમને અમૃતલાલ શેઠનું કહેવું વ્યાજબી લાગે છે?

**હિમ્મતલાલ**—ભાઇ ન્યાતમાં છોકરા વડે સૌ શોભા છે. પણ કન્યાના પૈસા બહુ બેસે છે-તેથી ગરીબનો ક્યાં પત્તો લાગે, હાલનો વખત પૈસાવાળાનો છે ને પૈસા વાળા કન્યાજ મેળવી શકે તેમ છે.

**છોટાલાલ**—આપણા અમૃતલાલ શેઠને પૈસાની અડચણ નથી, માટે વેશવાળ જેમ જલદી બને તેમ સારૂં.

**હિમ્મતલાલ**—ભાઇ આપણી જ્ઞાતિમાં કન્યાઓ તો છે, પણ મોટી ઉમ્મરની એકે નથી. બહાર ગામ તપાસ કરાવશો તો જોગ બેસતાં વાર લાગશે નહિ.

**અમૃતલાલ**—હું એની તપાસમાં છું. આજ કાલ ખબર પણ મળી જાય તેમ છે. શેહેરમાંથી લાલભટને એટલાજ માટે બહારગામ મોકલ્યો છે, તે આવવો જોઇએ.

**હિમ્મતલાલ**—આજ રસ્તેથી લાલભટ આજે આવી જાય તો કેવું સારૂં.

**અમૃતલાલ**—તો પછી વિવાહથી રળીઆમણું શું. જાણે દૂધમાં સાકર ભળી.

**છોટાલાલ**—(હસતે મુખડે આંગળી કરીને) પેલો બ્રાહ્મણ આવ્યો, તે તો નહિ હોય.

**અમૃતલાલ**—હા, હા, હા, એજ લાલભટજ આવ્યો. (લાલભટને આવતો જોઈને) આવ ભાઇ આવ, શું કરી આવ્યો, તે મને કહે.

**લાલભટ**—ભાઇઓ મને જરા થાક તો ખાવા દો. તમારૂં કામ કરી આવ્યોછું, પછી બીજું શું પુછવાનું છે.

**અમૃતલાલ**—ત્યારે બેસ, ધીરો થા, ને કહે કે તું શું કરી આવ્યો?

**લાલભટ**—હું કનકાપુરીમાં જુગલદાસ વનમાળીદાસને ત્યાં તમારૂં વેશવાળ કરી અત્રે આવેલો છું. સઘળો ઠરાવ તમારા કહ્યા પ્રમાણે રાખ્યો છે. વળી રૂપિયાની રકમ પાંચ હજાર ઓછી કરી છે ને લગ્ન પણ આવતી અખાત્રીજનાં નક્કી કર્યા છે. માટે સઘળી તૈયારી કરી જાન લઇ જવું જોઇએ.

**છોટાલાલ**—કન્યા કેટલા વર્ષની છે ?

**લાલભટ**—સોળ વર્ષની સુંદરીજ જોઇ લ્યો.

**હિમ્મતલાલ**—અરે મહારાજ કહો તો ખરા અમારા શેઠ અમૃતલાલને પસંદ પડે એમ છે કે કેમ ?

**લાલભટ**—આગળથી મને બડાઇ મારવાની ટેવ નથી. પણ ઇશ્વરનો બનાવ છે તો તેને જોઇ મને શાબાશી આપશો. એમાં હું એવો તો ખાટયો છું કે, મારી આખી ઉમ્મરમાં એવું એકે જોડું મારે હાથે થયું નથી.

**અમૃતલાલ**—લાલભટ ભાઇ ઉઠો; હવે તું જમી લે રસોઇ તૈયાર છે.

**હિમ્મતલાલ તથા છોટાલાલ**—શેઠ હવે અમે રજા લઇશું.

**અમૃતલાલ**—સારૂં ભાઇઓ ફુરસદને વખતે ગમતને માટે આવજો. [માથું હલાવતાં હલાવતાં જાય છે.]

——:૦:——

## પ્રવેશ ૧૪ મો.

**(સ્થળ—**હીરાબાગ.)

[લાલભટ પ્રવેશ કરે છે.]

**લાલભટ**—(વાડી મધ્યેના માળીને) શેઠ છે?

**માળી**—હા, પેલા બંગલામાં બેઠા છે.

**લાલભટ**—શેઠને ખબર આપ કે લાલભટ આવેલા છે.

**માળી**—ખબર આપવાની જરૂર નથી. તમે બંગલામાં જાઓ.

**અમૃતલાલ**—(લાલભટને જોઇ) આવો, આવો મહારાજ પધારો.

**લાલભટ**—લગ્ન કરવા જવાની હવે તૈયારી કરો.

**અમૃતલાલ**—સઘળી તૈયારી છે. હવે માત્ર જવાની ખોટી છે.

**લાલભટ**—ઠીક ઠીક હું પણ તૈયાર થયો છું.

**અમૃતલાલ**—જાઓ ત્યારે હવે બેસી ન રહો.

**લાલભટ**—એ તો ઠીક. પણ મારૂં કંઇ કરશો?

**અમૃતલાલ**—આ વખતે એ વાત છે. તમો ચિંતા ન કરો. હું તમને રાજી કરીશ.

**લાલભટ**—એ વાતનો વાયદો ન હોય.

**અમૃતલાલ**—આ પ્રસંગે એ કામ ન હોય. હું તમને રાજી કરીશ.

**લાલભટ**—તમે તમારે પરણી આવો હું તો નહિ આવું.

[લાલભટ ઊઠવા જાયછે.]

**અમૃતલાલ**—મહારાજ બેસો બેસો. ઉતાવળા ન થાઓ.

**લાલભટ**—બેસીને શું કરે. તમે તમારી હઠ મુકતા નથી.

**અમૃતલાલ**—તમને હું રાજી તો કરીશ. પણ કન્યામાં કોઇ રીતનો વાંધો હશે તો તેનું કેમ?

**લાલભટ**—તેની તમારે ચિંતા લાવવી નહિ. હું સાથે આવીને પરણાવી આપીશ.

**અમૃતલાલ**—એમછે ત્યારે તો ઇનામના રૂ૫૦૦ આપું છું.

**લાલભટ**—(ખુશી થઇને) લાવો જજમાન રાજા.

[અમૃતલાલ રૂપિયા ગણી આપે છે ને તે લાલભટ લે છે.]

**લાલભટ**—(રૂપિયા લીધા પછી) જજમાન રાજા હું રજા લઇશ.

**અમૃતલાલ**—હા પધારો. ને હવે તમે તૈયાર થઈ જલદી આવો.

[લાલભટ જાય છે અને અમૃતલાલ શેઠ લગ્ન કરવા જવાની તૈયારીમાં રોકાય છે.]

—:૦:—

# અંક બીજો.

---

## પ્રવેશ ૧ લો.

(સ્થળ–કનકાપુરીમાં જુગલદાસનું ઘર.)

**જુગલદાસ**—હજુ જાન તો આવી નહિ. રસોઇ ઠંડી થાય છે અને લગ્નનો દિવસ વીતી જશે તો મારી તો ખરેખર પૂરી ફજેતી થશે. માટે પરમેશ્વર હવે લાજ રાખે તો ઘણું સારૂં. સંતોકરામને ભાગોળે બેસાડયો છે. પણ વખત થયો તેથી એ હમણાજ આવવો જોઇએ. (સામો કોઇ પુરૂષ આવતો જોઇ) પેલું કોણ આવે છે. ખરે સંતોકરામજ છે.

**સંતોકરામ**—(ઘણો ઉતાવળથી ધસી આવી) જાન આવી પોહોંચી છે. સામૈયાની તૈયારી જલદી કરો.

**જુગલદાસ**—ચાલો ઉઠો શેઠીઆઓ જાન આવી પોહોંચી છે. માટે સામા લેવા જઇએ.

[સાજન જાય છે.]

**સંતોકરામ**—(જાનને લઇ રસ્તામાં આવતાં,) આ જાનીવાસો આવ્યો. પધારો શેઠીયાઓ.

[સઘળા જાની વાસે મુકામ કરી જમવા જાય છે. કેટલીક પાડોસણો વરને જોઇ અજબ થાય છે.]

**પહેલી પાડોસણ**—હાય ! હાય !! શું મુવા જુગલદાસે આવા ચમારવાડે સુકવેલા ખોખાને દેવ કન્યા જેવી દીકરી આપવા ધાર્યું છે. ધિક્કાર હોજો એવા મા બાપને.

**બીજી પાડોસણ**—હું પણ વિચારમાંજ પડી છું કે આ- વાને તે કયે ખુણેથી શોધી કહાડયો હશે?

**ત્રીજી પાડોસણ**—બીચારી ગાય જેવી ચંદાગૌરીને ન- સીબે આવા જમપુરીના બારણા સુધી પોહોંચેલા મુડદાલ પતિ સાથે પાનુ પડવાનો પ્રસંગ કયાંથી આવી લાગ્યો હશે? રડયાં માબાપનું શું ભલું થશે. આવી કુમળી બાળકીની આંતરડી બાળીને તે કયાં સુખે રહેશે.

**વિદૂષક**—મસાણ કાંઠે.

**ચોથી પાડોસણ**—તમે કહો છો તે વાત ખરી છે. એ- ના માબાપે કંઇ છોકરીનું સુખ જોયું નથી, પણ પોતાનું ઘર ભરવાનોજ વિચાર કર્યો છે. નગરીમાં તો વાત ચાલી રહી છે કે તેનો બાપ રૂ ૨૦૦૦૦ રોકડા ઘરમાં મુકશે.

**વિદૂષક**—એના ઘરમાં અંતે પથરોજ રહેશે, પણ બિ- ચારી દીકરીને સદાને માટે દુઃખના દરિયામાં ઝોકા- વતાં તેને કશીએ દયા નહિ આવી હોય!

**ચારે પાડોસણો**—અરે જુઓ તો આવા જંગલી ક્રૂર અને રાક્ષસ જેવા માણસને મોઢે પણ આટલું બો-

લતાં સાંભળીએ છીએ, ત્યારે શું દીકરીના માબાપને કશી દયા નહિ આવતી હોય?

**અચરત**—(એક ડોશી વચ્ચે આવીને) શું છે શું વળી? કંઇ કામકાજ નથી કે ઉભી ઉભી ક્યારનીએ વા તો કરો છો? અલી પાનકોર તારો છોકરો તો રડી રડીને અર્ધો થઇ ગયો. હજુ તું તો મનમાંએ લાવતી નથી?

**પાનકોર**—(લાંબો હાથ કરીને) કાકીજી, આવો આવો, તમે કંઇ સાંભલ્યું છે. જુઓ પેલી સવિતાગૌરીની ચંદાના આજે લગ્ન થાય છે. વરતો મોટો ઘરડા ખચ્ચર જેવો છે. શું બીચારી ચંદાના કર્મમાં એવો વર લખ્યો હશે?

**અચરત**—(બે હાથ પહોળા કરીને) આટલા ઉસરડવાના હોય ત્યારે સારો વર જુએ તે ક્યાંથી મળે? ન્યાતના શેઠિયાઓ ક્યાં પુછેછે કે કેમ તેં રૂપિયા લીધા? ચાલો વહુઓ જાઓ એવી કુથલીમાં કંઇ દમ નથી.

[સઘળી જાય છે.]

———:o:———

## પ્રવેશ ૨ જો.

(**સ્થળ**—ચંદાગૌરીની એકાંત ઓરડી.)

**ચંદાગારી**—(એકલી) અહો ઇશ્વર! તારી કૃપાની છાયા નીચે તેં મને આવડી મોટી કરી, પરંતુ અંતે મારા ભવિષ્યના ખરા વખતમાં દુઃખ સમુદ્રમાં મને ડુબાડવા માટેજ!! માત પિતા! તમને શું સુઝયું? મને પાળીપોષી મોટી કરી તે જન્મ પર્યંત ન નીકળી શકાય એવા ઊંડા ખાડામાં નાખવા માટે અને સં-

સારના ખરા સુખથી મને અજાણ રાખવા માટેજ. મારો સંસાર કેવો નિપજશે તેની છાયાનો ભાસ તો હવે મારા મનમાં વારંવાર જણાઇ આવે છે. (વિચારતાં વિચારતાંજ આંખમાંથી સહજ આંસુ નીકળી આવે છે) એક પળ માત્ર પણ મનને નિરાંત રહેતી નથી. પ્રભુ તારા સિવાય મારે બીજો આશ્રય નથી.

[પ્રાર્થના કરે છે.]

## ગજલ ઝીંઝોટી.

(અરિ તાત તું થઇને અરે પિયુ સંગ તે ન મીલાવે કાં)—એ રાગ.

પ્રભુ જન્મ સર્વ વૃથા જશે, હવે જીવવાનું શું કામ છે;
ભૂલી જાવા નિશ્ચે મારે ઘટે, જગમાં જે શબ્દ આરામ છે.
જ્યારે આમ દુઃખી બનાવી તેં, શાને દીધું સુખ પહેલાં મને;
અરે ધિક્ક કર્મ મારાં તને, હવે કોણ તારો વિશ્રામ છે. પ્રભુ.
ચિત્તે સુખ પુત્રીનું ના ચાહે, લોભે સત્ય ધર્મને ના લહે;
જન એને હિતેચ્છુ જે કહે, તેના મૂર્ખ ટોળીમાં નામ છે. પ્રભુ.
અરે જે થવાનું તે તો થશે, ખાલી રોવાથી ન ઘટી જશે;
ચિત્તે કોઇને જો પ્રભુ વસે, તો ગણું કે મારો વિરામ છે. પ્રભુ.

[વિદ્યાલક્ષ્મી પ્રવેશ કરી એક બાજુ તરફ ઉભી ઉભી સાંભળી રહ્યા પછી.]

**વિદ્યાલક્ષ્મી**—પ્રિય બહેન ચંદાગૌરી, તું કેમ ગભરાય છે. હિમ્મત રાખ. દુઃખના સમયમાં ધીરજ રાખવી એ તો તું સારી રીતે સમજે છે. છતાં આટલીં બધી ઉદાસી થવામાં તું શું ડહાપણ કરે છે?

**ચંદાગૌરી**—મારી વ્હાલી સખી, મેં જ્યારથી બારીમ બેસી મારા ભવિષ્યના થનારા પતિનું મુખ જોયું છે ત્યારથી મારાતો હોંશકોશ ઉડી ગયા છે અને

શું કરવું તે તદ્દન સુઝતું નથી.

[ગભરાઈ જવાથી એકદમ રોવા માંડે છે.]

**વિદ્યાલક્ષ્મી**—(પોતાની સાડીએ ચંદાગૌરીનાં આંસુ લુંછી નાખી) બ્હેન આ વખતે આપણી અબળા જાતિનો એક ઈશ્વર શિવાય બીજો કોઇપણ બેલી નથી. તેણે ધાર્યું હશે તે થશે. તેની આગળ સર્વે નિરૂપાય છે. લે આ ચીઠ્ઠી આપણી સખી હીરાલક્ષ્મીએ આપી છે.

**ચંદાગૌરી**—મારી વ્હાલી સખી, મારૂં હૃદય ઉછળી આવેછે, તેથી મને અક્ષર પણ સુઝતા નથી. માટે મહેરબાની કરી તું વાંચ એટલે હું સાંભળીશ. બ્હેન તસ્દી માફ કરજે.

**વિદ્યાલક્ષ્મી**—એમાં તસ્દી શાની હતી બ્હેન.

[હાથમાં ચીઠ્ઠી લઇ વાંચે છે.]

મહા શુદિ ૮ ભોમવાર, સવંત ૧૯૪૩

પરમ સ્નેહી સખી ચંદાગૌરી બ્હેનની પવિત્ર સેવામાં

પ્રિય બ્હેન,

આજે તમારાં લગ્ન છે એવું જાણી મારે આનંદ માનવો જોઇએ તેને બદલે હું લગ્ન સંબંધમાં જે જે સાંભળું છું તેથી ખરેખર મારૂં અંતઃકરણ બળી જાય છે. પરણવું એ વર કન્યા વચ્ચે આખા ભવનો કરાર છે. આપણા રીવાજ પ્રમાણે વરની હૈયાતીમાં તો નહિજ પરંતુ તેના ગુજરી ગયા પછી પણ સ્ત્રી બીજો પતિ કરી શકતી નથી. તેમ છતાં કન્યાની વતી એવો કરાર તેનાં માબાપ કરે એજ પ્રથમ તો પસંદ કરવ

લાયક નથી; અને વળી કન્યા મોટી ઉમ્મરની થયા પછી પરણાવતાં પણ એ બાબત તેનો અભિપ્રાય પુછયા વિના માબાપો પોતાને ઠીક પડે તેમ કરે એ તો બહુજ ગેરવાજબી અને શોકકારક છે. મન ગમતો પતિ મેળવતાં જે દુઃખ સહન કરવાં પડયાં છે તે વિષે મેં મારી હકીકત તને જણાવેલી છે એટલે આ વખતે લંબાણ કરી તને વાંચવા તસ્દી આપતી નથી. તારા દુઃખમાં મારે ભાગ લેવાનો આ વખત છે, પરંતુ મને મારા ઘરખટલામાંથી છુટી થવા વારો આવતો નથી તેથી હું ઘણીજ લાચાર છું. અલબત તને દુઃખમાંથી છોડવવાની કોશેસ કરવી એ સખી તરીકે મારો ધર્મ છે, અને એટલાજ માટે મેં આજ મારા પતિને તારા બાપ પાસે મોકલ્યા છે તે તેમને સારી રીતે સમજાવશે અને બનશે તેટલી મહેનત લઈ તારૂં ભલું કરવામાં કદી પણ ઓછા ઊતરશે નહિ. કદાપિ જો તેમની મહેનત બર આવશે તો તેથી હું મારા ઉપર ઇશ્વરનો મોટો ઉપકાર થએલો સમજીશ. હાલ તો એજ.

લિ૦ તારી ચઢતી જોવાને ઉત્સુક બેન

**હિરાલક્ષ્મીના અશિર્વાદ અપાર હેતથી.**

**ચંદ્રાગૌરી**—મારી પ્યારી સખી હીરાલક્ષ્મીએ મારા સુખ માટે તેનાથી બનતો પ્રયત્ન કર્યો છે તેનો ઊપકાર કદી પણ ભૂલાય તેમ નથી. તેના આવા અત્યંત પ્યારનું સ્મરણ હું મારી આખી જીંદગી સુધી વીસરનાર નથી. તેણે તેના પતિને મારા પિતાને સમજાવવા મોકલ્યા એથી મારા ઊપરનો તેનો પુર્ણ પ્યાર જણાય છે.

**વિદ્યાલક્ષ્મી**–હીરાલક્ષ્મીએ તારે માટે જે કંઇ કર્યું છે તેથી તેણે તારા ઉપર કંઈ ઉપકાર કર્યો હોય એમ તો કહેવાયજ નહિ, કારણકે એ પ્રમાણે કરવું એ તેનો ધર્મજ છે. માટે એ બાબત બિલકુલ તું મનમાં સંકોચાયા શિવાય અમારાં સરખું કામકાજ હોય તે બતાવજે.

**ચંદાગૌરી**–મારી પ્યારી બહેન મારાં માબાપ પોતાના મનના મનોર્થ પૂરા પાડવાનો સમય નજીક આવેલો જોઈ ઘણાજ હર્ષે ભર્યાં ઘુમવા લાગ્યાં છે એ સઘળું તું નીચે જોઇનેજ આવી છે.

[ ગદગદ કંઠે નીચલું ગાયન ગાય છે. ]

**ગજલ.**

દુનીઆમાં એ સમ દુઃખકો નથી, અન્યજાણ્યું મેં આકરૂં,
ભલે હોય વેરી તે જગતનો, તોય રાખ સુખી તું ઓ પ્રભુ;
સખી જે કુંવારી તે ચિત્તમાં, કરે કોડ સાસર વાસનો,
પરણીને હાય આ પીડામાં, મરવું થશે હવે શું કરૂં,
ભવરૂપ સાગર આકરો, વા તોફાની યૌવનનો ખરો,
વિષયી સુકાની આ ચિત્તથી, કેમ દેહ શુદ્ધ રાખી શકું;
કશી યુક્તિ ચાલે ન જાણું ક્યાં, ફુટયું કર્મ કોનો ઉપાય ત્યાં,
પિતા લોભથી કરે કૃત્ય આ, કેમ શોક ચિત્તે હું ના ભરૂં.

**વિદ્યાલક્ષ્મી**—બહેન તારી પ્રીતિ મારા ઉપર અત્યંત છે એવી મને ખરી ખાત્રી થએલી છે, તેથી હવે તારાથી જુદી પડવાને હું મારા મનને કોઈ પણ રીતે ખેંચી શકતી નથી. મારૂં અંતઃકરણ પીગળી આવે છે, અને હવે જેમ જેમ વખત જતો જાય છે તેમ તેમ વધારે ને વધારે શોકાગ્નિ પ્રગટ થાય છે. છેવટ તને આ નીચેના વિચારો જણાવી રજા લેવા ઇચ્છું છું:–

## રામગ્રી.

(વૈદર્ભી વનમાં વલવલે)—એ રાગ.

ધીરજ સંકટને સમે, જન રાખો જરૂર;
વિઘ્નમાં હારી રોવા થકી, દુઃખ થાય ન દૂર.—ધીરજ.
કરવાથી કોટી ઉપાય તે, બન્યું તે ન જનાર;
તો શાને ધીરજ છોડીને, ખુઓ દિલનો કરાર.—ધીરજ.
લોભમાં અંધ બની અરે, વેચે પુત્રીને બાપ;
સુખ દુઃખ સામું જુએ નહિ, એથી મોટું શું પાપ.—ધીરજ.
આજ કે કાલમાં વિત્તનો, નાશ નિશ્ચે થનાર;
ઈશ્વર શું કદિ સાંખશે, એવાં પાપનો ભાર.—ધીરજ.

**ચંદાગૌરી**—બહેન મારાં દુઃખમાં ધીરજ આપીને તેં ભાગ લીધો છે તેને વાસ્તે અત્યંત ઉપકાર માનું છું. બહેન આવજે.

[વિદ્યાલક્ષ્મી જાય છે.]

——:૦:——

## પ્રવેશ ૩ જો.

(સ્થળ—લગ્ન ક્રિયાનો મંડપ—ઘણા લોકોની ઠઠ વચ્ચે.)

**જુગલદાસ**—આવો આવો સદ્‌ગુણભાઇ પધારો, આપ અહીં પધાર્યા તેથી મને ઘણીજ શોભા છે.

**સદ્‌ગુણભાઇ**—કાકા સાહેબ મેં ચંદાગૌરીના લગ્નની વાત સાંભળી તેથી ઘણોજ ખુશી થયો છું. પણ લોકોમાં કહેવાય છે કે વરની ઉમ્મર બહુ મોટી છે અને તેટલાજ માટે હું ઘણો દીલગીર છું. જ્યારે એ પ્રમાણે છે ત્યારે હું તમને ડાહ્યા માણસ તો સમજતો નથી. તમે વૃદ્ધ છો તેથી તમારી કંઈ ભૂલ ન હોય એમ કહેવાય નહિ. તમે જ્યારે આવા કામમાં પુ-

ષ્ત વિચાર ન કરો અને પતંગીઆની મીશાલે અં-
જાઇ પડો ત્યારે તમારા જેવા મૂર્ખ બીજા કોને ક-
હીએ ! હું ઘણોજ દીલગીર છું કે આપણી જ્ઞા-
તિમાં દીકરીનો પૈસો લઇને તેના સુખ સામું કંઇ
પણ ધ્યાન આપવામાં આવતું નથી, અને ફક્ત
પોતાની એક વ્હાલી દીકરીને મતલબ સાધી પો-
તાનાં અજ્ઞાનથી દુઃખ દરીઆમાં ઝંપલાવવામાં આવે
એ કેટલું માઠાં પરિણામો નિપજાવનારૂં અને શરમ
ભરેલું કહેવાય ! બિચારી નાની બાળકી શરમની
મારી નિરૂપાય થઈ તમને કદાપિ કંઇ કહે નહિ
તોપણ નિસાસાના વરસાદ વરસાવ્યા શિવાય રહે-
નાર નથી. તમારા જેવા માબાપની ઘણી દીકરીઓ
દયામણે ચ્હેરે દુઃખીઆરી અવસ્થા ભોગવતી, પી-
ડિત થતી, અને પોતાના બેહાલ સૂચવતી આ દુ-
નીઆમાં દુઃખ દુઃખ ને દુઃખ દેખે છે. તે સદ્ગુ
ચંદાગોરી સમજી તેના મનની આ વખતની વેદના
તમને કેટલા શ્રાપિત કરતી હશે ? અલબત ઇશ્વર
દયાળુ છે અને તે તમારૂં કદી પણ સારૂં નહિજ
કરે. (જુસ્સામાં) તમે વિચારો અને બિચારી ચંદા-
ગોરીના મહા દુઃખદાયક શ્રાપને પ્રાપ્ત ન થવાને
ઘટિત ઠરાવ કરો. શું તમારી વ્હાલી, અરે પ્યારી
સંતતિને ગુંગળાવી મારવા સરખું દુઃખ દેવામાં
બિલકુલ દયા ઉપજતી નથી શું ? તમે દયાનો ફાં-
કો ધરાવી કસાઈવાડે ગાયને હાથથી દોરી આપવા-
માં કંઇજ વિચાર કરતા નથી. આ શું તમારૂં થોડું
દુષ્ટ કર્મ કહેવાય ? અરે તમારૂં નામ દયાળુ હિંદને
બદલે દુષ્ટ ક્રુર કસાઇ જેવા એક ખુની તરીકે

પ્રગટ થવુંજ જોઇએ. યાદ કરો તમારી આ કૃતિના ફળ અંતે તમારેજ ચાખવાં પડશે. કરે તે ભોગવે આ સિદ્ધાંત છે. માટે આટલેથીજ ચેતો અને હવે સમજીને ચંદાગૌરીનું ભલું કરવાને તમારા શુદ્ધ વિચારો અમલમાં લાવો. સારા કામમાં સામેલ થાઓ, જેથી ઇશ્વર તમને સહાય કરશે અને તમે સુખે તમારો વખત નિર્ગમન કરશો. આ બેઠેલા બંધુઓની સમક્ષ તમને મારી એટલીજ વિજ્ઞપ્તિ છે.

**જુગલદાસ**—તમે આટલા બધા લોકોમાં તમારે નાને મોઢે મોટા બોલ બોલતાં કંઇ પણ લજવાતા નથી. તમારી વાત સુધારાવાળી ટોળીના મતને મળતી છે. પણ અમે તે સુધારાવાળાની ક્યાં દરકાર કરીએ તેમ હતા. મને આટલા મોટાને તમે શું આ ભર મેળાવડામાં વગોવવા આવ્યા છો? કહો ભાઇ તમારૂં મેં શું બગાડયું છે? તમને કોણ તેડવા આવ્યું હતું? જાઓ તમે તમારે રસ્તે. અમારે કંઇ તમારૂં કામ નથી.

**સદ્ગુણભાઇ**—મારૂં કહેવું સુધારાના મતને મળતું છે એ વાતની હું હા કહું છું પણ સુધારો તમારૂં શું બગાડે છે? હું તો સુધારાવાળોજ છું એમ કબુલ કરૂં છું પણ તમે તો બીગાડાવાળા એ વાત સિદ્ધ થઇ કે કેમ?

**જુગલદાસ**—આ વખત તમારી સાથે વાત કરવાનો નથી માટે હાલ પ્રસંગે આપ ઘેર પધારો. પછી કોઇ વખત પર મળજો.

**સદ્ગુણભાઇ**—મારૂં કહેવાનું મૂળ કારણ તો હાલમાંજ છે એટલે પછી મળવું તે શા કામનું? હવે આ

છેલ્લીવાર કહું છું કે તમારી દીકરી ઉપર દયાની નજરે જોતા હો તો મારૂં કહેવું કબુલ રાખો અને આ આવેલા વરને વિદાય કરી તમારી દીકરીને માટે લાયક ઉમ્મરનો અને બીજી રીતે યોગ્ય વર જુઓ કે જેથી તે સુખશાંતિમાં રહી તમારા પ્રત્યે નિરંતર આશિષ વચનો ઉચરે.

**જુગલદાસ**—જા ભાઇ જા. હવે જોયું એ તારૂં ડહાપણ. અમારે એ નથી જોઇતું. તુંજ તારી પાસે રાખ. તું તો નકામો છે એટલે તારી સાથે અમને નકામું થવું કેમ પાલવે.

**સદ્‌ગુણભાઇ**—તમારી દીકરીના ભલાની ખાતર મેં તો એ બોલ કહ્યા છે. હવે તેથી વધારે નહિ બોલતાં ટુંકામાં એટલુંજ કહું છું કે જુઓ, માનો નહિ તો પસ્તાશો. પાછળથી મને યાદ કરશો.

[સદ્‌ગુણભાઇ જાય છે.]

**સંતોકરામ**—(જુગલદાસને) લગ્ન ક્રિયાનો અવસર વીતી જાય છે માટે જલદીથી કન્યાને સર્વે આભૂષણો પહેરાવી પધરાવો.

[જુગલદાસ ઘરમાં જઇ પછી થોડા વખત પછી પાછો આવીને]

**જુગલદાસ**—સંતોકરામ, એ સંતોકરામ, અહીં આવ એક વાત પુછવાની છે.

**સંતોકરામ**—(ગુસ્સામાં, અરે તમારી વાત મારા ભાઇ. તમે વાણીઆ ભાઇ વખત વર્તો નહિને પોતાનું ગાયુંજ ગાઓ.

[એમ બડબડતો બડબડતો ઉઠીને જાયછે.]

—:૦:—

## પ્રવેશ ૪થો.

(સ્થળ—ચંદાગોરીનો એકાંત ઓરડો.)

**સંતોકરામ**—કેમ તમે તે મનમાં શું ધાર્યું છે? બધા લોક વાટ જોઇને બેસી રહ્યા છે કે કયારે કન્યા પધરાવે ને ઝટ પાર આવી જાય.

**જુગલદાસ**—શું કરૂં બાઇ છોકરી હઠીલી થઇને બેઠી છે. ઉઠતી નથી ને વાર કરે છે. (સવિતાગોરી સામે જોઇને) જા ઉઠ ઝટ સમજાવી લાવ.

**સવિતાગૌરી**—મેં તો ઘણી સમજાવી પણ મારૂં માને છે કયાં જે હું સમજાવીને લાવું. પાણાની પઠે જડ થઇ જવાબે આપતી નથી.

**જુગલદાસ**—સંતોકરામ, દીકરીને મોઢે ચઢાવી લાડકી કરવાથી કેવાં કેવાં દુઃખ વેઠવાં પડે છે એ વાતનો અનુભવ મને આજે પૂરેપૂરો થયો.

**સંતોકરામ**—(ચંદાગૌરી પાસે જઇને) બહેન, ઓ બહેન ઉઠ, ચંદાગૌરી ઉભી થા. આજે તો તારે આનંદ માનવો જોઇએ તેને બદલે આમ કરવું તે વ્યાજબી ન ગણાય.

**ચંદાગૌરી**—મને બળેલીને બાળવાને અગ્નિમાં ઘી હોમશો તેથી ઇશ્વર તમારૂં શું ભલું કરશે વારૂ?

**સંતોકરામ**—બહેન તને શું દુઃખ છે જે આટલું બધું મનમાં મુંઝાઇને બેસી રહી છે. ઇશ્વર સર્વે સારાં વાનાં કરશે. ઉઠ અને તૈયાર થા, નકામો વખત જાય છે. જરા શરમાતો ખરી. તું આવી સમજુ થઇને કાં ભૂલે છે. તને તો હું આટલા દિવસ સમજુ જાણતો પણ તું તો મોટી મુર્ખી નીકળી.

**ચંદાગૌરી**—મહારાજ તારે શી પંચાત છે. હવે તેં તો તારૂં પેટ ભર્યું. બીજાં જોઇએ તો મરો કે જીવો. જા દુષ્ટ મારા નિશાસાના અપાર ભારમાં શા માટે ચંપાઇ મરવા તૈયાર થાય છે.

**સંતોકરામ**—(જુગલદાસ સામું જોઇને) તમે ઝટ તેડી લાવો. હવે હું તો કામે જાઉંછું.

[સંતોકરામ જાય છે.]

**જુગલદાસ**—(ચંદાગૌરીને) તારા જેવી ડાહી દીકરીને મારે વધારે કહેવું એ ઠીક ન કહેવાય. માટે બચ્ચા ઝટ તૈયારી કર. જોને તારા ભૂખ્યાતરસ્યા માબાપની તને જરાએ દયા નથી આવતી? અમારા કર્મના ભોગ કે તું પેટે પડી.

**વિદૂષક**—(વચ્ચમાં) ધીરજ ધર. કરેલાં કામનો બદલો તો હવે પછી મળશે.

**ચંદાગૌરી**—તમે મારા માબાપ નથી પણ મારા શત્રુ છો. તમને ફક્ત પૈસાની ખાતર મને દુઃખમાં નાખતાં જરાએ દયાનો છાંટો નથી આવતો.

**સવિતાગૌરી**—મારે તો ઓરમાઇ પેટ એટલે બોલ્યા વારો ક્યાંથી હોય પણ (ચંદાગૌરી સામું જોઈને) બહેન ચંદાગૌરી ખરેખર આ વાતમાં તું જરાએ ડહાપણ કરતી હોય એમ લાગતું નથી. ઘડીવારમાં તારા બાપની આબરૂના કાંકરા થઇ જશે. માટે મનમાં કંઇ વિચારતો કર. બાપુ હવે ઉઠ ઉઠ.

**જુગલદાસ**—અમારા ઘડપણના દહાડામાં તું આવા દુઃખ દે છે એ વાતમાં પરમેશ્વર તારૂં શું ભલું કરશે. હું તો હવે બહાર જઇને મોઢું દેખાડનારો નથી. મારા મનમાં તો એમ થાય છે કે અહીં ને અહીં જીભ કરડીને મરી જાઉં.

**વિદૂષક**—(વચ્ચમાં) અરે બાઇ મરી ક્યાં જાય છે. હજુ તો રૂ ૨૦૦૦૦ લઇ મોજ કરવાને તૈયાર થયો છે ને.

**સવિતાગૌરી**—બહેન બાપુ માન. જો તારા બાપ તો ગભરાયા છે તેથી ધાર્યું છે કાંઇ ને નિપજશે કાંઇ. માટે વિચારીને હવે ઊઠ. છેલ્લીવાર વધારે બોલાવીશ એમાં ઠીક કહેવાશે નહિ.

**ચંદાગૌરી**—જ્યારે તમે મને દુઃખ દેવાનેજ ઉભા થયા છો ત્યારે અત્યારે મારી નાખો, પણ મને રીબી રીબીને મરવા માટે તમારા હાથથી કસાઈવાડે જબર જસ્તીથી ન હડસેલો.

[એટલામાં પાછો સંતોકરામ પ્રવેશ કરે છે.]

**સંતોકરામ**—અરે તમારી વાતો તો લાંબી ચાલી. હવે કદિપણ આમાંથી સારૂં પરિણામ થનાર નથી. તમે દીકરીને લાડકી કરી ને તેના બોલવા ઊપર અત્યારે આધાર રાખીને બેસી રહ્યા છો પણ હમણાંજ બધું પોગળ વેરાઇ જશે. પછી કોઇ પણ ઉપાયે મારાથી સારૂં થાય તેમ નથી.

[એમ કહી ચાલવા માંડે છે. તેને જુગલદાસ તથા સવિતાગૌરી અટકાવે છે.]

**ચંદાગૌરી**—(મનમાં) અરે પ્રભુ ! ! હું રંક બાળકીને તમારી કૃપાને આધીન રાખવા વિષે તમારા તરફથી કંઇ પણ બંદોબસ્ત નથી થયો એમ જાણી હવે મને વધારે વાર નહિ ગાળતાં તમારી મરજીને તાબે થવું જોઇએ. (એમ કહીને પોતે દિલગીર સ્વરે તૈયાર છું (એમ બોલી ઊઠે છે.)

[સંતોકરામ કન્યાને લઇને વરની સામેના પાટલા પર પધરાવે છે, શાસ્ત્રવિધિએ લગ્નક્રિયા કરે છે. અને પુષ્કળ લોકોની ગડદી વચ્ચે આ લગ્ન સમાપ્ત થાય છે. ]

——:o:——

## અંક ત્રીજો.

### પ્રવેશ ૧ લો.

(સ્થળ—ચંપાનગરીમાં અમૃતલાલનું ઘર.)

**અમૃતલાલ**—(પાડોશીને) ભાઈ જરા વૈદ્યરાજને બોલાવજો. મારે કામ છે.

**પાડોશી**—હા, બોલાવી લાવું.

[ વૈદ્યરાજ પ્રવેશ કરે છે. ]

**વૈદ્યરાજ**—કેમ શેઠ. મને કેમ બોલાવ્યો હતો. આપની તબિયત તો ઠીક છે?

**અમૃતલાલ**—લગ્ન કરીને આવ્યા પછી રસ્તાની હવાના ફેરફારથી શરીરે સુખ રહેતું નથી અને ઘણું કરી હાડમાંથી તાવતો ઉતરતોજ નથી.

**વૈદ્યરાજ**—જોઉં નાડી. અહાહા!!! નબળાઇ બહુ થઇ ગઇ. નાડી ત્રિદોષમાં ચાલે છે.

**અમૃતલાલ**—અન્ન પણ પચતું નથી અને શરીરમાંથી કૌવત તો સઘળું ચાલ્યું ગયું. નહિ તો મારૂં શરીર કેવું હતું તે તો તમે સારી રીતે જાણો છો.

**વૈદ્યરાજ**—આપની કાયા તો ત્રાંબા જેવી હતી. પણ જોતાં જોતાંમાં શરીર નરમ પડી ગયું. શરીર છે તેનો શો ભરોસો?

**બાળગોવિંદ**—કેમ અમૃતલાલ શેઠ. શરીરે કેમ લેવાતા જાઓ છો. એટલી બધી શું ચિંતામાં આવી હડ્યા છો.

**અમૃતલાલ**—ભાઇ હું તો શરીરે ક્યાં સારો રહું છું. પુછો ને આ વૈધરાજને કે કેમ છે.

**વૈધરાજ**—લગ્ન કર્યા પછી એમનું શરીર બહુ લેવાતું જાય છે અને રોગ બહુ ખોટો લાગુ પડયો છે. પરમેશ્વર સહુ સારૂં કરશે.

**બાળગોવિંદ**—ખરે અમૃતલાલ શેઠનું શરીર નબળું તો બહુ જણાય છે. વૈધરાજ કંઇક સારી દવા આપો.

**અમૃતલાલ**—ઓસડ મોકલો તેની સાથે એટલું ધ્યાનમાં રાખજો કે તેની સાથે જુલાબ ન હોય. કારણ આ શરીર હવે ખમી શકનાર નથી.

**વિદૂષક**—(વચ્ચમાં) શેઠજી કોણે કહ્યું હતું કે નવી કરજો. જાણતા નહોતા કે એ બીચારી નાનકડી બાબાને હું શું કરવાર રઝળતી કરૂં છું.

**અમૃતલાલ**—વૈધરાજ, હવે વખત ઘણો થઇ ગયો છે માટે હું તો ન્હાવા ઉઠું છું. તમે જલદીથી જઇને ઓસડ મોકલી દેજો, જેથી તે જમવા પહેલાં ખાવાને કામ લાગે. [ વૈધ જાય છે. ]

**ચંદાગૌરી**—(ઘરમાં એક બાજુએ બેસીને) અરે કિરતાર! તેં આખર મને રઝળતી કરવાને આ ઘરમાં લાવી મુકી. મારા દુષ્ટ માબાપનું શું ભલું થશે? આવા શ્વાસ વિનાના વૃદ્ધ માણસની સાથે મને બોલત, પણ શરમ ઊપજે છે તો પછી તેની સાથે વિનોદની તો શી આશા રખાય. (ચાસન) સ્વામિનાથ, આપ ઊઠો. ન્હાવાનું પાણી તૈયાર છે તેથી જલદી ન્હાઇ લ્યો, કે શરીરની સુસ્તી ઊડી જાય

**અમૃતલાલ**—(નહાવા કુદે છે અને નહાતાં નહાતાં) ઓય. ઓય, મરી ગયોરે બાપલિયા. હાય, હાય, ઉઠાતું નથી. પગમાં તો ચસકો ચાલ્યોરે એ, એ, એ.

**ચંદાગૌરી**—(તેની પાસે જઇને) સ્વામિનાથ, જરાવારમાં આતે તમને શું થઇ ગયું. (અમૃતલાલના હાથ પકડીને) લ્યો ચાલ્યો ઉઠો ઉઠો.

[અમૃતલાલને ઉઠાડી પથારીમાં સુવાડે છે.]

**અમૃતલાલ**—વૈદરાજે મોકલેલી દવા ક્યાં છે?

**ચંદાગૌરી**—(પોતાના હાથમાં દવા લઇને) આ દવા છે તે તમને પાઊં છું.

[ચંદાગૌરી દવા પાય છે તે પીધા પછી અમૃતલાલ સુઇ જાય છે.]

**અમૃતલાલ**—(ચંદાગૌરીને) હવે મારાથી બરોબર બેલાતું નથી અને શરીરમાં કાંઇજ રહ્યું નથી માટે આપણા પડોસમાંથી કોઇ હુશીઆર માણસને ખબર કર કે તે આવીને મારી પાસે બેસે.

[ચંદાગૌરી ગભરાયલે ચહેરે ઘરમાંથી નીકળે છે તે જોઇ પાડોસણ પુછે છે]

**પાડોસણ**—નવી કાકીજી, કેમ, કેમ, આમ ક્યાં જાઓ છો.

**ચંદાગૌરી**—તમારા કાકાજીને શરીરે ઠીક નથી અને બહુ ગભરાય છે તેને લીધે હવે તો મને મોટી ચિંતા થઇ પડી છે. બાઇ મારા દુઃખની હદ હજી આટલે-થીજ આવી હોય એમ લાગતું નથી. તમારા ઘર-માંથી કોઇ પીઢ માણસ તેમની પાસે બેસે એવું હોય તો મોકલોને.

પાડોસણ–તમારાં સગાં વહાલાં ક્યાં ઓછાં છે. તમે તો સો સગાંના સગા છો. તમારે ફ્શી ચિંતા કરવી નહિ. હિમ્મત રાખો. તમને આટલે નાને નાનપણે આવું દુ:ખ પડે છે તેથી વસમું તો લાગે પણ હોય; ઈશ્વર કરે તે કોઇથી ફેરવી શકાતું નથી.

[ચંદાગૌરી રડતે મોઢે ઘરમાં જાય છે અને પાછળથી કેટલાક સગાંવહાલાં એકઠાં થાય છે.]

રામદાસ–અમૃતલાલ શેઠ, શું તમારાથી ઊઠાઇ શકાતું નથી. અરે એ તો બોલતા પણ નથી. અલ્યા સાકળીઆ, જા જા પેલા ડાકટર સાહેબને તેડી લાવ. પાંચ રૂપીઆ ફી એસે તો ચિંતા નહિ.

ગોપાળદાસ–ભાઇઓ હવે એમની આશા રાખવી ફોકટ છે, માટે કંઇ દાનપુન્ય કરાવો એટલે એ એમના જીવની તો ગતિ કરે. ડાકટરના ઓસડમાં દારૂનો ભાગ હોયછે માટે તે પાપીને દેહ વટલાવવી મને તો ઠીક લાગતી નથી.

નેમચંદ–ડોસાને શું થયું. હમણાંજ હું ફરતાં દેખતો હતો અને એટલીવારમાં અવાચક થઈ ગયા ?

લાડકી–ઓય, ઓય, મારા ભાઇરે. આશું ગજબ થયો. બીચારી નવીને હવે કોનો આધાર !

શિવભાઇ–અલ્યા રામદાસ, ઓ નેમલા, ઊઠો ઊઠો હવે શું જુઓછો. આંખતો પૂરી ફરી ગઇ. લ્યો, લ્યો, અમૃતલાલના શરીરમાં હવે દમ સરખોએ નથી.

[ત્રણચાર જણા મળી અમૃતલાલને ભોંય પર સુવાડે છે અને ઘડી પછી તેનો શ્વાસ ઊડી જાય છે. તેનાં શબને કેટલાક પુરૂષો અગ્નિદાહ કરવાને ઉપાડી લઈ જાય છે.]

——:૦:——

## પ્રવેશ ૨ જો.

(સ્થળ—અમૃતલાલનાં ઘરની ઓરડી.)

ચંદાગૌરી—(એકાંતમાં વિલાપ કરે છે.)

(સીતાજીના મહિનાનો રાગ.)

જાય જન્મ એળે મારો સર્વ, જીવું છું શા કારણે;
ગયું નૂર ઉડી મારૂં હાય, કુડા જ્ઞાતિ બંધને.
સુખ જન્મથી પંદર વર્ષ, પામી રૂડા રાજનું;
તે તો સ્વપ્નની માફક સર્વ, થયું ધીર શું ધરૂં.
પામી જ્યારથી જોબન અંગ, ઉલટ વધી ચિત્તમાં;
સાથી જન્મનો મળશે ઘટિત, કરૂં ખુશી પ્રીતમાં.
પણ બંધન જ્ઞાતિનું તેમ, પિતા કેરા લોભથી;
પામી દુઃખ જે આ ભવ માંહે, કહ્યું તે જતું નથી.
થયાં વર્ષ ષોડશ મારે અંગ, સિત્તેર પતિ તણા;
એનું મર્ણ દેખાયું નજીક, રહી પછી શી મણા.
જોકે સુખ ન એ થકી કાંઇ, પામી એના જીવતાં;
તોય મર્ણ થતાં તેનું હાય, પામી હું પૂરી ખતા.
રૂડો, ભુંડો, યુવાન, કે વૃદ્ધ, પતિ હોય જીવતો;
સ્ત્રીનો છે એ સકળ શણગાર, જનમ સુખી દીસતો.
હતો જ્યાં સુધી એ શિરછત્ર, રે'તી સુખે મહાલતી;
હતું જોબન વ્યર્થ તે વાર, તથાપિ સુખી હતી.
હવે છોડી સકળ અભિલાષ, ઇચ્છું પ્રભુ એટલું;
કર જોડી માગું તુજ પાસ, મરણ આપે તો ભલું.

હવે મારા દુઃખનો દરિયો બધી દિશાઓમાં ફરી વળ્યો છે. મારૂં કોઇ બેલી નથી. હું નિરાધારને રઝળતી મુકી જતાં મારા પતિને કંઇજ દયા ન આવી? અરેરે! હું શું કરૂં ને ક્યાં જાઉં? મને કોઇપણ

"દશા સૂઝતી નથી. હવે પછી મારા દિવસ કેમ જ-શે. પ્રાણુનાથ, હાય, હાય, મને ઓશીયાળી કરી ચાલ્યાં જતાં શું તમને કશી દયા ન ઊપજી ? અરર ! !

[રડે છે, એટલામાં બીજી સ્ત્રીઓ આવી તેની પાસે બેસે છે.]

લાડકી–બાઈ છાની રહે છાની. જે થનારૂં હોય તે કોણ મિથ્યા કરનાર છે. તારા આગલા ભવના જેવા રૂણારબંધ તેમાં કોઇનો દોષ કાઢવો શા કામનો?

શિવબાઇ–હવે તમારો આ ભવ તો શીટી ગયો, માટે પ-રમેશ્વર વહાલા કરીને મનમાં તેનું સ્મરણ કરો એટલે પરભવમાં સુખ મળે.

[એમ કહી સઘળાં જાય છે.]

ચંદાગૌરી–(એકલી) અરે દુષ્ટ માબાપો, લગ્ન થવા પ્રસંગે જ્યારે હું હઠ લઇને બેઠી હતી ત્યારે પરાણે પરાણે મને ઊઠાડી અંતે આવા દુઃખમાં લાવી મુકી. તમારૂં સત્યાનાશ જજો. અરે, તમારી એકની એક પુત્રીને આવા એક રીબાઇ મરવા જેવે ઠેકાણે તમે સ્વહસ્તે દોરી દેતાં કંઇજ વિચાર ન કર્યો એ શું તમારૂં ઓછું દુષ્ટ કર્મ? અરે, મારા ઊપર દુઃખનું વાદળ તુટી પડયું. અરે, મારો ભવ બધો બગડી ગયો. દુ-નીઆમાં કોઇપણ કામને યોગ્ય હું રહી નથી. અરે હવેથી મારૂં મૂખ પણ અમંગળ ગણાશે. આ સંસારનાં સર્વ સુખો મને ધૂળ જેવાં થઇ પડયાં છે. અરે, જે માથું એકવાર સુંદર કેશપાશના ભારથી રમણીય દીસતું હતું તે આજે બોડકું થયું છે. જે હાથ એકવાર કાંકણના ખણખણાટથી ગાજી રહ્યા હતા તે આજે

ખાલી થયા છે. અરે ! સૌભાગ્યદર્શક ચાંડલો પણ મારો શત્રુ થઇ ગયો છે. પરણ્યા પછી પતિનું સુખ તો પામી નથી. કેવળ વસ્ત્રાભૂષણથી મારૂં મન વાળતી પણ ક્રુર વિધાતા તે પણ દેખી શકયો નથી. અરે. મેં તેનું શું બગાડયું હશે. પૂર્વ ભવમાં કેવાં પાપ કર્યા હશે. પણ તેમાં તે ન્યાયી પરમાત્માનો શો વાંક? પરંતુ ધીરજ રહેતી નથી. મન મુંઝાયા કરે છે. કોઇ અવર્ણનીય અગ્નિ મારા તન મનને બાળી નાખે છે. હવે મારે કોનો આધાર. પૈસા, અરે તે પાપી પૈસાને શું કરૂં ? જે પૈસા માટે મારા માબાપે મને વેચી તે હવે નજરે જોયે પણ મને ઝેર જેવા લાગે છે. અરે! કાળ, જેવા દેખાય છે. પ્રભુ, પણ જ્યારે આવા દારૂણ દુઃખમાં દબાવવાનો આપનો વિચાર હતો ત્યારે શા માટે મને સુખનું ભાન કરાવ્યું ? શા માટે મને વિદ્યાપાત્ર કરી. મૂળથીજ મૂઢ રહી હોત તો આ દુઃખ મને આવું ભયંકર લાગત નહિ. તે શ્રમ કરી મેળવેલી વિદ્યાનો શો ઉપયોગ ? પરણ્યા પહેલા મારા કેવા વિચાર? તે વખતે હું મનમાં મલકાતી કે મારો સંસાર ખરેખર સુધરશે. કોઇ વિદ્વાન પતિ સાથે પરણ્યા પછી અમારા વાગ્વિનોદનો આનંદ મનમાં પણ સમાશે નહિ. તેથી એકદમ મંદહાસ્ય રૂપે બહાર આવશે. એક એકના પ્રેમાલિંગનમાં લીન થઇ પરસ્પર સુખનું કારણ થઇ શકીશું. એકએકની રસમય અને મધુર કવિતા સાંભળી ગૃહકાર્યથી થાકેલા મનને બે ઘડી વિશ્રામ આપીશું. કેવા પતિસેવાના વિચાર. પણ તેમાં

કોઇને દોષ શેનો દેવો ? આ કંઇ દૈવનો કોપ નથી. હાથે કરીને માબાપે મને મુડદાં સાથે પરણાવી તે મારા મનને વધારે દુઃખ કરે છે. જેમ કોઇ ગાયને સારી રીતે પાળીપોષી મોટી કરી કસાઇવાડે સોંપી દે તેમજ મારા માતપિતાએ મને સારી રીતે પાળીપોષી ભણાવી ગણાવી અંતે તે સર્વ ઉપર ધૂળ વાળી છે અને મને અપાર દુઃખ સમુદ્રમાં ડુબાવી દીધી છે. તેમાંથી કોઇ પણ પ્રકારે નીકળવાનો માર્ગ રહ્યો નથી. (જરા વિચાર કરી એકદમ ચમકી ઉઠી) નીતિભંગ ! ! ભલે આ દેહમાંથી પ્રાણ હમણાંજ નીકળી જાય, ભલે આથી પણ બીજાં ઘાતકી દુઃખો મારી ઉપર પડે અને અનેક વેદનાઓથી વીંટાઇ વળું પણ નીતિભંગ ! ! ના, ના, કદાપિ કરવાની નથી. અરે ! પ્રત્યક્ષ અગ્નિમાં બળી મરૂં તોપણ શું ? કામાગ્નિ મને તેથી વધારે શું કરી શકનાર છે. પુનર્લગ્ન ! ના તે પણ નહિ. જેને સર્વ લોકોની સમક્ષ મેં મારૂં સર્વસ્વ અર્પણ કર્યું, જેના દુઃખમાં દુઃખી અને સુખમાં સુખી થવાને પ્રતિજ્ઞાપૂર્વક કબુલ કર્યું તે પરલોક ગયા પછી બીજો ? ના કદી બનવાનું નથી. યૌવનના ખરા મદમાં વસ્ત્રાભૂષણ પહેરવાનો વખત વીત્યો તો શું ? મસ્તક ઉપરથી કેશ જઇ માથું બોડકું થયું તો શું ? ચુડો ભાંગ્યો તોપણ શું ? હીરના ચીર પહેરવા છોડી કદાપિ શ્વેત વસ્ત્ર પહેરાશે તોપણ શું ? એક ઘરમાં પૂરાઇ રહેવું પડશે તોપણ શું ? અરે ! હજી બીજાં દુઃખો હોય તો તે પણ સહન કરવા તૈયાર છું. મન, ચંચળ મન, શાંત થા. હવે તે સર્વશક્તિ-

માન પ્રભુ તરફજ તારૂં વલણ રાખ કે તે તને આ દુઃખી સંસારમાંથી મુક્ત કરી પોતાના ચરણમાં રાખે.

[ એમ રડતી રડતી મૂર્છાગત થાય છે. ]

———:o:———

## પ્રવેશ ૩ જો.

(સ્થળ—કનકાપુરીમાં જુગલદાસનું ઘર.)

**પોસ્ટનો સિપાઇ**—અજે ઇધર જુગલદાસ વનમાળીદાસ કીધર રહતા હે?

**જુગલદાસ**—કોણ છે, શું મારો કાગળ છે?

**પોસ્ટનો સિપાઇ**—દેખો એ તુમેરા કાગજ હે?

**જુગલદાસ**—અરે એતો 'નાટપેડ' છે અને વળી લુગડાં ઉતારી વાંચવા લખે છે. ભાઇ એ ક્યાંનો કાગળ છે?

**પોસ્ટનો સિપાઇ**—દેખું દેખું (છાપ જુએ છે) વો કાગજ ચંપાનગરી કા હે. એ લેઓ. એક આના હમકું જલદી દે દેઓ.

[જુગલદાસ પૈસા આપે છે તે લઇ સિપાઇ જાય છે.]

**જુગલદાસ**—(ઉદાસી ભરેલે મુખે ઘરની પરસાલમાં બેસી કાગળ ફોડીને વાંચે છે.)

**સવિતાગૌરી**—(જુગલદાસને) કાગળમાં શું બલા છે કે આટલા બધા દુઃખમાં આવી પડ્યા છો? જે હોય તે ઝટ બોલી નાખો. કોણ જાણે કોનોએ કાગળ હશે, ને આનો એક આપણે આપવો પડે.

**જુગલદાસ**—(ચીડાઇને) રાં—બકબક શું કરે છે? વાત બગડ્યામાં બાકી નથી. આપણું તો સત્યાનાશ

વળી ગયું. આપણી એકનીએક દીકરી ચંદાગૌરીનું ભંધું વળ્યું.

[એમ કહી આંખોમાં આંસુ લાવે છે.]

**સવિતાગૌરી**—હેં હેં ! ! ! શું ચંદાગૌરી મરી ગઇ ?

**જુગલદાસ**—એમ હોય તો તો એટલી આપદા નહિ. પણ બીચારી ચંદાગૌરીનું નસીબ ફુટયું. અમૃતલાલ શેઠ ગુજરી ગયા. શિવ ! શિવ ! શિવ !

[એમ કહી બુમ મારે છે અને બંને બેહોશ થઇ પડે છે એટલામાં આડોસી પાડોસી ધાઇ આવે છે.]

**દીનાનાથ**—(એક પરદેશી) અબ એ કયા ગજબકી બાત. દોનોકું કયા હુવા હે.

**નરસીદાસ**—અરે હમણાંજ આ બાપડા ગરીબ વાણિયાને પોસ્ટવાળો કાગળ આપીને ગયો, અને તેમાં કંઇ માઠા સમાચાર આવ્યા છે.

**દીનાનાથ**—અબ તો શેઠ કે પાસ બેઠે થે ઇતનેમે એ બુમ આઇ ઓર જલદીસે હમ ચલ આયા.

**નરસીદાસ**—એ બાલાભાઇ, ઘેલાશા, આત્મારામ, આવો આવો આ બંનેને ઉઠાડીએ.

[સઘળાઓ મળી બંનેને ઉઠાડે છે અને થોડીવારે હોશમાં આવ્યા પછી નહાઇ આવીને પોતાના ઓટલા ઉપર જુગલદાસ બીછાનું નાખી બેસે છે એટલે ન્યાતના માણસો આવજાવ કરે છે.]

**નરસીદાસ**—(જુગલદાસને) કાકા સાહેબ, શું તમને અમૃતલાલ શેઠના મંદવાડની ખબર મળી હતી કે એકાએકજ આ માઠા બનાવની ખબર મળી.

**જુગલદાસ**—ભાઇ મને તો કશી ખબર નથી. આ માઠા સમાચાર આવ્યા તેજ પેહેલી ખબર.

નરસીદાસ–ઘણો માઠો બનાવ બન્યો છે. દુઃખમાં કંઇ બાકી નથી. બીચારી નહાની બાળક દીકરીના શા હાલ થશે ? ન્યાતના કઢંગા રીવાજથી તમારી લાલચુ મનોવૃત્તિનો કંઇપણ અટકાવ ન થયો, તેથી અંતે આ પરિણામ નીપજ્યું. મારા મિત્ર સદ્ગુણભાઇના બોલવા ઊપર જો તમે ધ્યાન આપ્યું હોત તો પછી આ દુઃખનો વારો આવત નહિ. જુઓ લગ્ન થયાને પૂરા ત્રણ મહિના તો હજુ થયા નથી તેટલી ટુંકી મુદતમાં તમારા ઘરમાં ત્રણ ચાર વખત તો ચોરી થઇ અને શેરસટ્ટાની બુરી લતમાં તમારી પાસેથી ઘણું નાણું ઊડી ગયું. સુખ ભોગવવા દીકરીના પૈસા લીધા પણ એ પૈસા 'દીવાળીનાં કોડિયાં'ની પેઠે રહેતા નથી, એ કહેવત પ્રમાણે તમારે બન્યું છે. અને આ દુઃખ જે પડયું તે વર્ણન ન થઇ શકે તેવું છે.

જુગલદાસ–ખરેજ મને ખરી ચાનક લાગી તેમાં શક નથી. મારી દીકરીને મેં મારી મતલબને આધીન થઇને માત્ર પૈસાની ખાતરજ ઘરડા વરને પરણાવી દીધી તેથી હમણાં મારા દિલમાં જે પસ્તાવો અને દુઃખ પેદા થાયછે તે હદ વિનાનું છે. મારા જ્ઞાતિ બંધુઓ, તમારે મને આવા કૃત્ય માટે ઠપકો દેવો જોઇતો હતો પરંતુ મને જયારે સદ્ગુણભાઇ જેવા સદ્ગુણી જુવાન પુરૂષે કેટલીક હિમ્મત પકડીને કહ્યું હતું તેને એકલો જાણી મેં મારી લાલચ પૂરી પાડવાને ધિક્કારી કાઢયો તે વખતે જો ન્યાતના સઘળા શેઠીઆઓએ મને તેમ કરતાં અટકાવ્યો હોત તો જ્ઞાતિના બંધનને

હું કદી પણ તોડી શકત નહિ. એ વિષે હવે વધારે નહિ બોલતાં ટુંકામાં એટલુંજ કહું છું કે આવું દુષ્ટ કર્મ કરનાર માબાપને તેની ન્યાતેજ અટકાવવો ઘટે છે. હું મારા થયેલા કૃત્ય માટે કંઇ ઓછો પસ્તાતો નથી.

ડાહ્યાભાઇ—હવે તમે જે પસ્તાવો કરો તે નકામો છે, પણ તમારો દાખલો જોઈ બીજાઓ જો પોતાની પુત્રીના પૈસાની લાલચ ન રાખે તો બીચારી ચંદાગૌરીના બુરા હાલ થયા તેવી રીતે દુઃખની ઝાળમાં ફસાઇ પડતી બીજી પુત્રીઓનો બચાવ થાય ખરો.

જુગલદાસ—એમાં જરાએ શક નથી. હું મારા છેલ્લા વખતના બોલમાં એટલું કહું છું કે મને કોઇ રીતના પસ્તાવાની હદ રહી નથી. ભાઇઓ, બે હાથ જોડી તમને સૂચવું છું કે પુત્રીનો પૈસો હરામ સમજી તે બીચારીઓના સુખનો માર્ગ શોધજો. મારો પોતાનો દાખલો બસ છે.

[સઘળા વેરાઇ જાય છે.]

વિદૂષક—જો પહેલેથી સમજ્યો હોત તો આવો બુરો વખત આવત નહિ.

—:o:—

## પ્રવેશ ૪ થો.

(સ્થળ—ચંપાનગરીમાં અમૃતલાલનું આંગણું.)

ચંદાગૌરી—(એકલી લમણે હાથ મુકીને) હાય, હાય, મારૂં મન હવે બહુજ મુંઝાય છે. મારાથી કોઇની સાથે વાત પણ કરી શકાતી નથી. મેં શાં પાપ કર્યા હશે કે આવા મહા શોકના વાદળ નીચે દટાઇ જવા વારો આવ્યો. સુખ કેવું છે તે તો મેં સ્વપ્ને પણ જોયું નથી. અરે

મારા પાપી પ્રાણ તું આ પવિત્ર ખોળિયાને તજી જા. મારાથી હવે વધારે સહન થાય તેમ નથી. શરીરમાં તો લોહીનો પ્રાગ્ગોએ જણાતો નથી. અરેરે, મારા પગ દુઃખે છે, મારૂં મગજ ફરે છે, અને નસો ખેંચાતી જાય છે.

[ એકાએક ભોંયપર તે પડી જાય છે. તેને આસપાસના માણસો પકડીને બેઠી કરે છે, એટલામાં તેનાં માબાપ, સગાંવહાલાં, અને બહેનપણીઓ કાણે આવે છે. કાણકુટણું કરી રહ્યા પછી ચંદાગૌરી પોતાની સખી વિદ્યાલક્ષ્મીને ભેટી પડે છે અને ગદ્‌ગદ્ કંઠે નીચે પ્રમાણે બોલે છેઃ ]

બેન વિદ્યાલક્ષ્મી, આપણી મુલાકાત ઇશ્વરે આ વખતે કરાવી તેથી હું મરી રહેલીને જરા જીવ આવવા જેવું થયું છે. હું એકઠા આ મળેલા મેળાવડામાં, મારૂં છેલ્લીવારનું બોલવું શરૂ કરૂં છું તે સૌ માણસો ધ્યાન દઇ સાંભળે એવી મારી વિનંતિ છે.

[ ચંદાગૌરી પોતાનું બોલવું શરૂ કરે છે. ]

ગૃહસ્થો અને બાઇઓ,—“ દીકરી ને ગાય દોરે ત્યાં જાય ” એ કહેવત પ્રમાણે મારો દાખલો બન્યો છે એટલુંજ નહિ પણ મારી ઘણીક બેનોની સ્થિતિ મારા જેવી થએલી છે. ( એકદમ જુસ્સા સાથે ) અરે!! દુષ્ટ અને નિર્દય માબાપો, જેઓ પોતાનાજ સ્વાર્થની ખાતર પોતાની દીકરીનો બીલકુલ સ્વાર્થ જોતાં નથી તેમનું સત્યાનાશ જજો. તેમનું કોઇ પણ જગ્યાએ નામ સરખુંએ રહેશો નહિ. મારી બળતી આંત-

રેડી હવે વધારેવાર ટટાર થઇ બોલવાને તદ્દન અશક્ત છે. અરે! પોતાના ઘરમાં પૈસો વધારવાને માટે પોતાની પ્યારી પુત્રીઓનું સુખ નહિ જોનારા અને તેથી તે પુત્રીઓના શ્રાપ સાંભળનારા કન્યાદ્રોહી રાક્ષસ,પાપી, ચંડાળ અને પતિત પિતાઓના ઊપર આકાશમાંથી વરસાદના વાદળાંને બદલે પરમેશ્વરના કોપના વાદળાં તુટી પડજો. અરે! દયાળુ કિરતાર! મને દુ:ખીઆરીને ઊપાડી લે.

[એકદમ ચકરી આવ્યાથી નીચે પડે છે.]

**વિદ્યાલક્ષ્મી**—(જે તેની પાસે ઉભી હતી તે) દુ:ખી બીચારી ચંદાગૌરીનો અંત આવ્યો. અરે પ્રભુ! મને તેં આ દેખાવ જોવાને ક્યાં લાવી મુકી. આ ચંદાગૌરીને કન્યા વિક્રયથી થયેલા દુ:ખનો દાખલો જોઇ મારા દેશી ભાઇઓ અને બ્હેનોને પુત્રીનો પૈસો નહિ લેવા મારી નમ્ર વિનંતિ છે.

[ રડતે ચહેરે એક બાજુએ ઉભી રહેછે. ]

**સદ્‌ગુણભાઇ**—(સર્વે ટોળે મળેલાં લોકોને ભાષણ કરે છે.) મારા સ્વદેશ શુભેચ્છક સજ્જનો, તમે આ વખતે તમારા શોકાતુર મનને શાંત પાડો અને હવે પછી એવું કર્મ કદિ પણ નહિ કરવાનો એકમતથી નિશ્ચય કરો, એટલું બોલી કન્યા વિક્રય નિષેધક વાક્યો ઊપર તમારૂં મન ખેંચું છું. કન્યા વિક્રય નહિ કરવા વિષે મનુ સ્મૃતિમાં કહ્યું છે કે, 'વિવેકી પિતા કન્યાદાન આપવામાં વરની પાસેથી કંઇ દ્રવ્ય લે નહિ પણ જો લોભે કરીને ખાવા લે તો તે પોતાની પુત્રીનો વેચનાર કહેવાય'. વળી કહ્યું છે કે, 'છોકરી આપીને

શૂદ્રે પણ દ્રવ્ય લેવું નહિ. દ્રવ્ય લઇને છોકરી આપે તો છોકરી વેચ્યા તુલ્ય થાય છે.' તેમજ હેમાદ્રિએ પણ કહ્યું છે કે 'કન્યા વેચવાનું અને દાસી વેચવાનું મહા પાપ છે'. આપણા ધર્મ પુસ્તકોમાં આવી રીતે કહેવા છતાં કન્યા વિક્રય કરવાનો રીવાજ દિનપ્રતિદિન વધતો જાય છે એ બહુ દીલગીરીભરેલું છે. કન્યા વિક્રયનો પ્રસાર પચાસ વર્ષની ટુંકી મુદતમાં તો એટલો બધો વધી ગયો છે કે જો તેના વિષે આપણે બેદરકાર રહીશું તો તેનું પરિણામ કેવું નિપજશે તે સમજી શકાતું નથી. હવે કન્યા વિક્રયનો સંભવ શા શા કારણોથી થાય એમ છે તેનો વિચાર કરીએ.મૂખ્ય મૂખ્ય જ્ઞાતિયોમાં કુસંપની પ્રબળતા વધવાથી તેની અંદર તાણાતાણ થઇને જુદી જુદી ટોળીઓ બંધાતી ગઇ અને તેથી તેમાં કન્યાઓ મળવાના બીજા માર્ગો રહ્યા નહિ. આથી પરિણામે કન્યાઓની અછત અને પૈસાના લાલચુ માબાપોની મનોવૃત્તિને લીધે તેની કિમ્મત વધતી ગઇ. માટે જો જ્ઞાતિ બંધુઓ, ચંદાગોરીનો દાખલો ધ્યાનમાં લઇ તમે તમારી સંતતિને દુઃખમાંથી મુક્ત કરવા ધારતા હો તો તમારી જ્ઞાતિમાં ઐક્યતા કરો અને તેથી તમે ખચ્ચિત કન્યા વિક્રયનો દુષ્ટ રીવાજ દૂર કરી શકશો એ નિઃસંશય છે. આજનો જમાનો સુધરતો-

જાય છે તેથી આળસુ, અભણ, અને કેવળ ભાગ્યને માની જીવતર ગાળનારા પુરૂષોને મહા મુસીબતો વેઠવી પડે છે; અને એ મુસીબતો દૂર થાય એવો ઉપાય તો પૈસોજ છે. જ્યારે તે મેળવવાનું એ લોકોથી બનવું અશક્ય છે ત્યારે તેઓ કન્યા વિક્રય કરી પૈસો મેળવે છે. માટે જેમ બને તેમ દુષ્ટ ધારાઓને તોડી પાડીને જ્ઞાતિમાં ઉત્તમ ધારાઓ સ્થાપન કરવા અને દેશના નિરૂદ્યોગી અને આળસુ પુરૂષોને કામે લગાડવા એટલે કન્યા વિક્રય થતો અટકશે. આટલું કહી ઇશ્વર પાસે માગું છું કે સર્વને સુબુદ્ધિ આપો અને વિવેકની હદમાં રાખી સારી આબરૂ મેળવવાને શક્તિવાન કરો. આ મારી તે દયાળુ જગતપિતા પ્રત્યે શુદ્ધ મનથી પ્રાર્થના છે.

**(સઘળા મળીને ગાય છે.)**

સુણો સહુ દેશીઓ પ્યારારે, કરો નિત્યનિત્ય સુધારારે.
બાળપણે તમે લગ્ન કરો નિજ બાળકના ધરી હોંશ
મોટપણે દુઃખ પામે બીચારા તે કર્મને ઘોછો દોષ–સુણો.
પુત્રીનું વિત્ત તે શાસ્ત્ર પ્રમાણે માંસ સમાન ગણાય,
શાસ્ત્રને તો એક બાજુ ધરી કરો ચિત્ત તમારૂં જે ચ્હાય–સુ.
આઠેક વર્ષનો વર કાં તો આણો સોળની કન્યાને કાજ,
અથવાતો એંશીનોઆણીનેઆપતાં લક્ષમાં રાખોનલાજ–સુ.
વેચાણ પુત્રીનું વસ્તુની પેરે કરવું એ ક્યાંનો ન્યાય
કેમ કર્યાથી કાં અબળાબીચારીના સુખનો નાશ ન થાય–સુ.

શાસ્ત્રો માંહે નિજ બાળકનું શુભ ઇચ્છવું એવો છે ધર્મ,
એ સહુ વાક્યનો લોભ થકી તમે પકડો છો અવળો મર્મ—સુ.
એંશી વરસનો પતિ આણી આપો આઠની બાળાને સંગ,
એ પતિ મરતાં તે ક્યાં જઇ ગાળે જોબન કેરો ઊમંગ—સુ.
મોટા મોટા કવિ એમ કહે જે લોભથી લક્ષણ જાય,
જાણોછો એ સહુ તોપણ ચિત્તમાં કેમ વિચાર ન થાય—સુ.
દુઃખ આ ચંદાગૌરીનું દેખી, તે પરથી લો વિચાર,
બાળકો લગ્નથી શાન્તિ પામે એવું દિલમાં ઊતારો લગાર—સુ.
ઓ પ્રભુ તુજને નમન કરીને ઇચ્છિએ છેવટ એમ,
માબાપ પોતાનાં બાળકનાં કરે લગ્ન ધરી શુભ નેમ—સુ

( દોહરો. )

કન્યા વિક્રય કલનો, કરો મૂળથી નાશ;
ચંદાગૌરી જે થકી, ગઇ અરે ભર આશ.
આશામાં મરી જાય કે, બને કુકર્મ અંધ;
એવા ધારા તોડવા, બાંધો રૂડા બંધ.
રે'શે સુખમાં બાળકો, દેશે શુભ આશિશ;
તેથી અંતરમાં અતિ, રીઝે તમ પર ઇશ.

સમાપ્ત.